# ભજનિક કાવ્ય સંગ્રહ.

(કદી નહિ છપાએલો જુદા જુદા કવિઓકૃત રસિક અને ઉપદેશાત્મક કાવ્ય સંગ્રહ.)

અથાગ શ્રમ અને ખરચથી એકત્ર કરી,

શા. વૃંદાવનદાસ કાનજીએ

મુંબઈ

ઓરિએન્ટલ છાપખાનામાં છપાવી પ્રસિદ્ધ કર્યો.



સંવત ૧૯૪૪. સન ૧૮૮૭.

મૂલ્ય રૂપીઆ ૧ાા.

# ભજનિક કાવ્ય સંગ્રહ.

(કદી નહિ છપાએલો જુદા જુદા કવિઓકૃત રસિક અને ઉપદેશાત્મક કાવ્ય સંગ્રહ.)

અથાગ શ્રમ અને ખરચથી એકત્ર કરી,

શા. વૃંદાવનદાસ કાનજીએ

મુંબઈ:

ઓરિએન્ટલ છાપખાનામાં છપાવી પ્રસિદ્ધ કર્યો.



સંવત્ ૧૯૪૪. સન ૧૮૮૭.

મૂલ્ય રૂપીઓ ૧॥.

પરમ સ્નેહી, રેવાશંકર વેલજી જાની.

મુંબઈ.

આપની સાથે મારી મિત્રતાની ગાંઠ બંધાયા પછી ઘણા લાંબા વખત સુધી તેને સુદૃઢ કરવામાં આપે ઘણી ઉત્કંઠા ધરાવેલી મારા જોવામાં આવે છે, આ પુસ્તક છપાવી પ્રસિદ્ધિમાં મૂકવાની આપની શુભ ભલામણ અને વ્યવહારિક પ્રસંગમાં મારૂં જેવી રીતે હિત થાય તેવી રીતની યોગ્ય સલાહ આપી મને જે અપાર ઉપકૃત કરેલો છે તેની શુભ નિશાની દાખલ નિરપેક્ષ બુદ્ધિથી આ ભજનિક કાવ્ય સંગ્રહ નામના પુસ્તકમાં આપનું ભલું નામ જોડી રાખું છું.

મુંબઈ, તા. ૧૭ મી અકટોમ્બર ૧૮૮૭.

હું છું

તમારો સદાયનો મિત્ર,

શા. વૃંદાવનદાસ કાનજી.

# પ્રસ્તાવના.

કાઠિઆવાડમાં કેટલાક ભક્ત કવિઓ થઈ ગયા છે તેમાંના ઘણા ખરા પ્રસિદ્ધ કવિઓનાં કાવ્ય છપાઈ બહાર પડેલાં જોવામાં આવે છે. અને કેટલાક કવિઓએ ઉપદેશ અને ભક્તિ ઉપર ઘણાં સુંદર અને અસરકારક કાવ્યો રચેલાં મારા સાંભળવામાં આવ્યાં. તે આજ દિન સુધી પ્રસિદ્ધ થએલાં નહી હોવાથી મારો એવો વિચાર થયો કે એ કવિઓએ કરેલાં કાવ્ય જુદે જુદે ઠેકાણેથી એકઠાં કરી છપાવી પ્રસિદ્ધિમાં મૂકવાથી ગુજરાતી કવિતા વાંચનાર ગૃહસ્થોને તેનો સંપૂર્ણ લાભ મળશે અને મારે 'એક પંથ દો કાજ' એ પ્રમાણે થશે.

એ કવિતાના સંગ્રહને મેં "ભજનિક કાવ્ય સંગ્રહ" એવું નામ આપેલું છે; કારણ કે તેમાં મુખ્યત્વે કરીને ભક્તિ અને વૈરાગ્યનો વધારે સમાવેશ થએલો જોવામાં આવે છે. એ કાવ્ય સંગ્રહ કરવામાં મેં તન, મન અને ધનનો વ્યય પણ સારી રીતે કરેલો છે, તે તરફ આ પુસ્તકના ગ્રાહકો ઘટતું ઉત્તેજન આપવામાં આળસ કરશે નહીં તો આવીજ કવિતાનો આજ દિન સુધી નહી છપાએલો સંગ્રહ કરી ભજનિક કાવ્ય સંગ્રહનો બીજો ભાગ છપાવી પ્રસિદ્ધ કરવાની મારી મરજી છે.

આ કાવ્ય સંગ્રહ, ઉપર જણાવ્યા પ્રમાણે જુદા જુદા ભક્ત અને કવિઓ કૃત કવિતાનો છે. અને તે કવિઓ પાસેથી લખાવી તૈયાર કરાવવામાં મેં પોતે અથવા મારા મિત્રોને ભલામણ કરેલી હતી, પરંતુ તે જેવી જોઈએ તેવી શુદ્ધ નહીં લખાવાથી છપાવતી વખતે તેમાં મને જેમ શુદ્ધ અને કવિતાના નિયમ પ્રમાણે યોગ્ય લાગ્યું તેમ તેમાં સુધારો કરવાની જરૂર જણાઈ છે. તથાપિ તેમાં વાંચનાર સદ્‌ગૃહસ્થને કંઈ ખોડખાપણ લાગે તો તેમણે મારા પહેલા પ્રયત્ન તરફ નીધા રાખી ક્ષમા કરવી.

આ પુસ્તકમાં છપ્પા, મનહર છંદ, કુંડળીઆ, સવૈયા, અને વાંચવાથી ચિત્તને આનંદ થાય એવાં અસરકારક, જુદા જુદા રાગમાં ગવાતાં પદો, ધોળ અને કાઠિયાવાડમાં સાધુઓ અને ભક્તો જેને ભજન એવું નામ આપે છે તેવાં કીર્ત્તનોનો સંગ્રહ કરેલો છે. એ વિષે આ ઠેકાણે વધારે પ્રશંસા નહી કરવા કરતાં વાંચનારા ગૃહસ્થો તેમાં જે જે વિષયોનો સમાવેશ થએલો છે તે વાંચી જોવાથી આ ભજનિક કાવ્ય સંગ્રહ વિશે કરેલા પરિશ્રમનું પ્રમાણ કરી શકશે.

સેવક,

**શા. વૃંદાવનદાસ કાનજી.**



# અનુક્રમણિકા.

3236

# ભજનિક કાવ્ય સંગ્રહ.

## રામા ભક્ત કૃત.

### છપ્પા.

રાખી જટા ભભૂત, અંગમાં આલસ ભારી;
રામ નામની રીશ, નિત્ય તાકે પરનારી;
કૂડ કપટનું કામ, ધંધ ઉર લીધો ધારી;
જખ મારે જમદૂત, કહે મુખ આપ પુકારી;
જો જો જો જો જગપતી, વૈકુંઠ મુખ વપરાય છે;
રામો કહે રખડી મુવો, ખાલી ફેરા ખાય છે. ૧

મુખમાં હરિનું નામ, અંતરમાં આલજ આડી;
ધન માયાનો ધૂત, કથાની કરી કુવાડી;
બગના જેવું ધ્યાન, લાગ આવે તો લૂટું;
સહુને દિયે આશીસ, આપનું અંતર ફૂટું;
મૂરખ મન જાણે નહી, ફજેતી થાશે અંતમાં;
રામો કહે જમ મારશે, વિચારી જોની ચંતમાં. ૨

ભાંડ ભવૈયા નાચ, રંગમાં હરખે જાવું;
કથા સુણે જો કાન, મોત ચાલીને આવ્યું;
હરિ રંગમાં હેત, જાય તો કદી ન આવે;
ચિત્તે ચટપટ થાય, અંગમાં આલસ ફાવે;
આપદ લાગે અતિ ઘણી, મૂરખ મન ગભરાય છે;
રામો કહે વિરલા વિના, કોણ હરિને ગાય છે. ૩

સંત દેખી ગભરાય, ભજનથી ભૂંડો લાજે;
ભક્ત નામ જો ધરે, અંતમાં ઊંડો દાઝે;

લાજ ધરે નહીં લંટ, હરામી ભૂંડું બોલે;
કજિયોને કંકાસ, કરે થઈને આગ તોલે,
લાજવું ત્યાં લાજે નહીં, આગુ લજ્જામાં લાજ છે;
રામો કહે બલવંત હરી, માયા ગરીબ નિવાજ છે. ૪
હરી હરી કાં કહે, નહીં મૂરખ અપરાધી;
પાસે આવ્યું મોત, જમ લઈ જાશે બાંધી;
રટણ કરી લે રામ, હરી સીતાનો સ્વામી;
નામે દૂર પળાય, કરે શું કાલ હરામી;
માટે મારૂં માનિને, ભજતું રૂડા રામને;
રામો કહે અવસર નહિ મળે, વાગુસાડ્યું કાં ધામને. ૫
આતુર નરને શીખ, મૂરખને મન નહિં આવે;
પથરા ઉપર નીર; નાખતાં નહિં ભીંજાવે;
શ્વાન પુંછનો વાંક, જુક્તિથી જાય ન કેદી;
મૂરખ નરને શીખ, કહે તો આપે એદી;
આતુરને તો ચેતવું, અવસર આવો નહિ મળે;
રામો કહે રળિયાત થઈ, બ્રહ્મ સાગરમાં જઈ ભળે. ૬
અરજી મારી એક, સજ્જન નર ધરજો કાને;
વિગતે વિસવા વીશ, સંત સમજાવે સાને;
સેવા કરિયે નિત્ય, સંતને તન મન આપી;
જન્મ મરણનું દુઃખ, કષ્ટ સહુ નાખે કાપી;
આરત કરી જે આવશે, સંત હરીજન શરણમાં;
રામો કહે જાશે જડપાણું, પોતે તારણ તરણમાં. ૭
કરો સંતની ટેલ, જન્મનો જોખો નાવે;
મનમાં આણી મેર, ધીર દઈને સમજાવે;
કરે આપ સમ આપ, તાપ સહુ પલમાં ટાળે;
અનંત જન્મનાં કર્મ, બ્રહ્મ અગ્ની પરજાળે;
કીટ ભ્રમર સંગે જુવો, આપે ભ્રમરજ થાય છે;
રામો કહે મહિમા સંતનો, અદ્ભુત આપ જણાય છે. ૮

ચેત ચેત નાદાન, ભાવથી ભૂધર ભજિયે;
અવર અવિદ્યા જાણ્ય, મૂલથી મોકમ તજિયે;
રટિયે રાધાનાથ, નામ આધારે રહિયે;
કુટુંબ કબિલો નારિ, આપનું કોઈ ન કહિયે;
હરિ વિના હાથ કુણ ગ્રહે, મૂરખ મનમાં જાણને;
રામો કહે અભાગિયા, પૂછિ લે વેદ પુરાણને. ૯

હાપણનો ભંડાર, માંહિ મીઠાનું કાચું;
ડાહ્યા ડાહ્યા કહે, ધન જાણીને સાચું;
અંગે કુલ્યો અપાર, આલ્ય ચટકીથી ચાલ્યો;
અવળો થઈને અંધ, હરીથી આડો હાલ્યો;
મોટા મોટા મરિ ગયા, તું કીડી કટલો ભાર છે;
રામો કહે ધિક્ક અલ્પમતિ, અવડો શું અહંકાર છે. ૧૦

કરો સત્યનો સંગ, અસત તો ઉરમાં નાવે;
જન્મ મરણની બીક, જાય ફેરો પણ ફાવે;
માટે ભજિયે રામ, ઉચરિયે આપદ ચૂકી;
દુર્બળ આવ્યો શરણ, નાથ દેશે નહિં મૂકી;
જેમ માતને બાલક તણી, ઉગરવાની આશ છે;
રામો કહે નિશ્ચે જાણિયે, એમ રઘુવીરને દાસ છે. ૧૧

ભાવ ધરી ભગવંત, ભજો તો કારજ સીધે;
શુભ થાશે સહુ કાજ, દાન સંતોને દીધે;
પ્રીત કરી પરપંચ, વિસારી વાતજ માનો;
હરી રંગમાં નાચ્ય, વિશ્વમાં જાણું દાનો;
રામ રામ કહે મુખ થકી, મનસા વાચા કર્મથી;
રામો કહે શુભ થાય સહુ, વિચારી જો નિજ ધર્મથી. ૧૨

અરે અભાગી મૂઢ, રહ્યો શું જગમાં રાચી;
માયા મનની જાણ્ય, કામ આવે નહિં કાચી;
સગાં કુટુંબ•ઘર નારિ, જાણ્ય તું તારાં વેરી;

અંતે દુઃખનું મૂલ, મૂરખ જો હૃદયે હેરી;
સેજ સ્વપ્નમાં પામિયો, જાગ્યે જાણ્યું ફોક છે;
રામો કહે શું સમજાવિયે, આપે અવળા લોક છે. ૧૩

સંત કહે સમજાવિ, મૂરખ મન નવ માને;
મન માને સો ધર્મ, સાધજન ધરે ન કાને;
મદ માયાનો કેફ, ભાનથી ન્યારૂં બોલે;
પતંગ દીપની પાસ, જેમ મરવાને ડોલે;
એમ માયા દીપક જાણિયે, મૂરખ મને પતંગ છે;
રામો કહે હિંડે ડોલતા, આખર પડશે અંગ તે. ૧૪

માની લેની મૂઢ, અંત તારૂં શું થાવું;
સમો શઠ જો જાય, વેલ આવે નહિં આવું;
રખડ્યો રખડ્યો લક્ષ, ચોરાસી ચારે ખાણી;
ફૂટરે પાપી પ્રાણ, ભજ્યા નહિં સારંગ પાણી;
ચિત્તે ચેત ગુરૂ શરણમાં, અંત ઓધર્યો કહાવશે;
રામો કહે આવ્યો ભલે, જાવા જરૂરી ફાવશે. ૧૫

રંગ રંગરે રંગ, રામ રંગે જે રીઝયો;
ધિક્ક ધિક્ક રે ધિક્ક, કથાથી પાજી ખીજયો;
રામ ભજ્યા તો ધન્ય, કુલ એકોતેર કહિયે;
નહીં ભજ્યા તો કપૂત, કુલમાં નામ ન લહિયે;
દામોદર દરશણ નવ કર્યાં, ધિક્ક આવ્યો ધિક્ક જાય છે;
રામો કહે જમ જાળમાં, મોકમ મારો ખાય છે. ૧૬

નામ જપ્યે નિસ્તાર, પલકમાં તારો થાશે;
જન્મ જન્મનાં કર્મ, બળિ ખાખજ થઇ જાશે;
જન અનંત અપરાધ, નજરમાં નાથ ન આવે;
ભાવ કભાવે ભજે, દાસ પોતાનો કહાવે;
અનંત કોટી ઓધર્યા, ગજ ગણકા શું ભાર છે;
રામો કહે ત્રણ લોકમાં, નામ તત્ત્વ નિજ સાર છે. ૧૭

ધૂડ ધનનું જોર, ધૂડ મિલકતની માજા;
ધૂડ રૂપ કરૂપ, મુવા મેલીને રાજા;
રામ ભજે તો રંગ, સંપત્તિ શઠને સાચી;
રાવણ દુર્યોધન, મુવા મોટપને રાચી;
તેથી અનંત મોટા મુવા, તારા તે શું ભાર છે;
રામો કહે ધિક્ક મોહી રહ્યો, માયા મીઠી લાળ છે. ૧૮

જન્મ જન્મનો દાસ, આંગણે પડ્યો ઉગારો;
હરજી ઝાલો હાથ, નથી ઉગર્યાનો આરો;
માયા મારા નાથ, ભજનમાં ભંગ પડાવે;
દુર્બલ ગ્રહમાં રત્ન, દુષ્ટ મન નક્કી નસાવે;
ઉગારો ઉગારો નાથજી, ત્રિવિધિ તાપ કાં નવ સમે;
રામો કહે શરણે આવિયા, કોણ હરીને નવગમે. ૧૯

રામ નામની રીશ, મુવા કાં તુજને આવે;
સંત દરશની ખીજ, હૈયામાં કાં ખટકાવે;
રત્ન રોળિને રાખ, કોટ કાં બાંધે પાણો;
કહું છું તારે માટ, થયો કાં તું સપરણો;
હાથે કરી હળવો થયો, ગાયા વિના ગોપાલને;
રામો કહે અભાગિયા, શરણ ગયો તું કાળને. ૨૦

પારસ પરસે લોહ, થાય કંચન એક ક્ષણમાં;
ખરને જો સત સંગ, થાય સંત જનની ગણના;
કસ્તુરીમાં હીંગ, મળે તો મૂલજ ટૂટે;
સાધકને ખર સંગ, મળે તો ખરમાં કૂટે;
જેને જેવો સંગ છે, તેવો રંગ જણાય છે;
રામા સંગ પ્રભાવથી, જન વૈકુંઠે જાય છે. ૨૧

નક્કી કર્યો સત સંગ, જગતમાં જીત્યો જાણ્યો,
નક્કી કર્યો સત સંગ, માન મોટાથી માણ્યો;
નક્કી કર્યો સત સંગ, રિધ સિધ થઈ છે દાસી;

નકી કર્યો સત સંગ, ઉરની આપદ નાસી;
સત સંગ જેણે નકિ કર્યો, વાસના નાસી ઉરતણી;
રામો કહે પાર પોચ્યો, ધારી ત્રિભુવન તે ધણી. ૨૨

નકી કર્યો સત સંગ, આપદા ઉરથી ભાગી;
નકી કર્યો સત સંગ, લગન પણ તેને લાગી;
નકી કર્યો સત સંગ, જગતમાં જીત્યો જાણો;
નકી કર્યો સત સંગ, સંતમાં આપ ગણાણો,
સત સંગ જેણે નકી કર્યો, બ્રહ્મ સાગરમાં તે ભળ્યો;
રામો કહે રાસી લૂણની, નામ નિશાનીથી ટળ્યો. ૨૩

નકી કર્યો સત સંગ, વેદના વ્યાધી નાસી;
નકી કર્યો સત સંગ, ગયો ગંગાને કાશી;
નકી કર્યો સત સંગ, જોગની જુક્તિ જાણી;
નકી કર્યો સત સંગ, વિશ્વમાં વાત વખાણી;
સત સંગ જેણે નકી કર્યો, ભટકવાની બ્રાંતિ પડી;
રામો કહે રખડી મુવા, જેને ગુરૂ ગમ નવ જડી. ૨૪

નકી કર્યો સત સંગ, જુગતથી જાણો ડાહ્યો;
નકી કર્યો સત સંગ, પૂર્વની પ્રીત કમાયો;
નકી કર્યો સત સંગ, રિધ સિધ જાણી કાચી;
નકી કર્યો સત સંગ, ખસે નહિં પેની પાછી;
વળિ સત સંગ જેણે નકિ કર્યો, પામ્યા પદાર્થ ચારને;
રામો કહે હુશિયાર થઈ, બાંધ્યા હરિ હથિયારને. ૨૫

નકી કર્યો સતસંગ, જગતને લીધું જાણી;
નકી કર્યો સતસંગ, મનમાં મોટપ નાણી;
નકી કર્યો સતસંગ, નાથની નજરે આવ્યો;
નકી કર્યો સતસંગ, જન્મનો ફેરો ફાવ્યો;
વળિ સત્સંગ જેણે નકિ કર્યો, કુળ એકોતેર તારિયાં;
રામો કહે ધન્ય દાસને, (પણ) લાખે લખપત ભાળિયાં. ૨૬

નકી કર્યો સતસંગ, નજર નહીં નાનું મોટું;
નકી કર્યો સતસંગ, ખરૂં ટાળ્યું જે ખોટું;
નકી કર્યો સતસંગ, હરી વણ નહીં વખાણે;
નકી કર્યો સતસંગ, કીટ બ્રહ્મા સમ જાણે;
વળિ સતસંગ જેણે નકિ કર્યો, નામ રૂપથી રહિત છે;
રામો કહે ધન્ય સંતને, આપા થકી અતીત છે. ૨૭

લીધું રામનું નામ, ધન્ય છે તેની માતા;
લીધું રામનું નામ, ધન્ય છે તેનો પિતા;
લીધું રામનું નામ, ધન્ય ભૂમિ જ્યાં રેણી;
લીધું રામનું નામ, ધન્ય જિહ્વાની કેણી;
વળિ કુળ કુટુંબને ધન્ય છે, એકોતેર જેનાં ઓધરે;
રામો કહે નિશ્ચે કરો, ગુરૂ સંતનો બોધ રે. ૨૮

લીધું રામનું નામ, પાપ પાસે નહિ આવે;
લીધું રામનું નામ, અવિદ્યા ઉરથી જાવે;
લીધું રામનું નામ, શૂન્ય સાધન સહુ લાગે;
લીધું રામનું નામ, ઘેન માયાથી જાગે;
વળિ નામે અનંત ઓધર્યા, પૂછો વેદ પુરાણને;
રામો કહે રમી રહ્યો, ઘટ મઠ જુક્તિ જાણને. ૨૯

લીધું રામનું નામ, જુઠ સ્વપ્ને નવ ભાવે;
લીધું રામનું નામ, માય મનમાં નવ આવે;
લીધું રામનું નામ, ઘેર ગંગાને કાશી;
લીધું રામનું નામ, રિધ સિધ જાણે દાસી;
વળિ અડસઠ તીરથ જો કરે, રામ નામ સમ ના કહું;
રામો કહે નિશ્ચે કરો, રામ સુભાગી જનસહુ. ૩૦

લીધું રામનું નામ, જાણિયે ભોગી ત્યાગી;
લીધું રામનું નામ, જાણિયે તે વૈરાગી;
લીધું રામનું નામ, આહાર કરતે ઉપવાસી;

લીધું રામનું નામ, કરે તીર્થ સહુ આશી;
વળિ રામ હરિના નામનો, મહિમા અગમ અપાર છે;
નિગમ શેષ શ્રુતિ થાકતાં, પામરનો શું ભાર છે. ૩૧

કરે આરતે તીર્થ, ભાવથી ભગવત દરશે;
કરે આરતે તીર્થ, ભજે ભવસાગર તરશે;
કરે આરતે તીર્થ, તાપ ત્રય કરે ન બાધા;
કરે આરતે તીર્થ, કહે મુખ કૃષ્ણજ રાધા;
વળિ આરત કરિ તીરથ કરે, ટેક હરિના નામથી;
રામા રીઝે જગપતિ, સંદેહ શો આ શામથી. ૩૨

કરે આરતે તીર્થ, હૃદયમાં રામ પ્રકાશે;
કરે આરતે તીર્થ, ભાસ જુઠો સહુ નાશે;
કરે આરતે તીર્થ, સાચ મહિમા સહુ જાગે;
કરે આરતે તીર્થ, વેદની વાત વખાણે,
વળિ આરત કરિ રટ રામને, કારજ સહુ સફળે થશે,
રામો કહે રઘુવીરથી, ભાવટ ભવની ભાગશે. ૩૩

કરે આરતે તીર્થ, જન્મનો ભય પણ નાશે;
કરે આરતે તીર્થ, જોગ જુક્તિ સહુ ભાસે;
કરે આરતે તીર્થ, ટેક તેની સહુ ફળશે;
કરે આરતે તીર્થ, દુઃખ દારિદર પલશે;
વળિ મનના મનોરથ પૂરશે, તીર્થ શ્રીગુરૂ ચરણથી;
રામો કહે રળિયાત થઈ, ટળશો જન્મને મરણથી. ૩૪

કરે આરતે તીર્થ, જ્ઞાન ગંગામાં નહાવે;
કરે આરતે તીર્થ, પ્રેમ પરસાદી પાવે;
કરે આરતે તીર્થ, સતમાં શ્યામ લખાણો;
કરે આરતે તીર્થ, આપમાં આપ જણાણો;
વળિ આરત કરી આરાધિયે, તીર્થ સહુ હરિ ચરણમાં;
રામો કહે મૂકાવશે, નહીં જઠરાના જરણમાં. ૩૫

રાખ્ય હરી વિશ્વાસ, હૃદયમાં રંગજ જામે;
રાખ્ય હરી વિશ્વાસ, અંત જાશો સત ધામે;
રાખ્ય હરી વિશ્વાસ, સંત તુજને સમજાવે;
રાખ્ય હરી વિશ્વાસ, કલ્પના કામ ન આવે;
વળિ રાખ્ય હરી વિશ્વાસ તો, કારજ સહુ સફલજ થશે;
રામો કહે લઈ શું આવિયો, અંતે લઈને શું જશે. ૩૬

રાખ્ય હરી વિશ્વાસ, મનની મોટપ મૂકી;
રાખ્ય હરી વિશ્વાસ, ગર્ભમાં ફરમાં ચુકી;
રાખ્ય હરી વિશ્વાસ, કૃષ્ણ કારાગૃહ છોડે;
રાખ્ય હરી વિશ્વાસ, આળ્ય કાં અમથો હોડે;
વળિ વિશ્વાસે વળગી રહે, ચાકરી ચુકશો રામની;
માણુસ મજુરી આપશે, તો રહેશો નહીં કઈ કામની. ૩૭

વિશ્વાસે જે વંક, રંકને સજન કસાઈ;
વિશ્વાસે વાલ્મીક, અભય પદ દીઠા સાંઈ;
અજામેલ વિશ્વાસ, રહ્યો તો કારજ સીધ્યું;
જો જો ગણુકા નારિ, અભય થઈ હરિયે દીધું;
વળિ અનંત કોટિ એમ ઓધર્યા, વિશ્વાસ તણી એ વાત છે;
રામો કહે રૂચે નહીં, સલિલ સુહાગી ભ્રાંત છે. ૩૮

વિશ્વાસે રહે નિત્ય, સહજ સહુ કારજ થાશે;
વિશ્વાસે રહે નિત્ય, દૂર દુષ્કૃત સહુ જાશે;
વિશ્વાસે રહે નિત્ય, અંધેરે સૂર પ્રકાશે;
વિશ્વાસે રહે નિત્ય, હરિ નહિં કરે નિરાશે;
વળિ વિશ્વાસે રહે રામ તો, સુખ સહુ આવે સેજમાં;
રામો કહે બહુ નામી વિના, કઠણ કાળ પણ કેજમાં. ૩૯

વલ્લભને વિશ્વાસ, રહે રણમાં નવ હારે;
વલ્લભને વિશ્વાસ, રહે જમ જોખમ ટાળે;
વલ્લભને વિશ્વાસ, રહે તો રિધ સિધ આવે;

વલ્લભનો વિશ્વાસ, રહે તો કાળ ન ખાવે;
વળિ વિશ્વાસ હરિ વલ્લભ તણો, તત્ત્વ ત્રિલોકી સાર છે;
રામો કહે નહીં રખડશો, માથે જમનો માર છે. ૪૦

પરનારીની પ્રીત, ઉર આપદ બહુ આવે;
પરનારીની પ્રીત, પુણ્ય પણ પરલે જાવે;
પરનારીની પ્રીત, નરકનો સાજ અપાવે;
પરનારીની પ્રીત, કોઈ દિન શિશ કપાવે;
વળિ ડગલે ડગલે બ્રહ્મહત્યા, જાતાં પરનારી પાસ છે;
સંસારી શિખ સાંભળો, ન્યારા હરિના દાસ છે. ૪૧

પરનારીની પ્રીત, કરે તો રામજ રૂઠ્યા;
પરનારીની પ્રીત, કરે તો કર્મજ ફૂટ્યાં;
પરનારીની પ્રીત, કરે તો બુદ્ધિ નાસે;
પરનારીની પ્રીત, કરે તો બ્રહ્મ ન ભાસે;
વળિ પરનારીની પ્રીતથી, ખુવાર અધિક આગે થયા;
રામો કહે રખડી મુવા, પરનારી વશ જે થઈ રહ્યા. ૪૨

પરનારીની પ્રીત, વિજોગે દુઃખજ દેખે;
પરનારીની પ્રીત, ઉદાસી આપ ન પેખે;
પરનારીની પ્રીત, કોક દિન જીવજ જાવે;
પરનારીની પ્રીત, કરી નર ખત્તા ખાવે;
વળિ પ્રીત કરે પરનારિથી, નરક પડે દુખ અતિ ઘણાં;
રામો કહે નર ધિક્ક છે, અંતે લોઢાના ચણ્યા. ૪૩

પરનારીની પ્રીત, ગઈ મોટાની માઝા;
પરનારીની પ્રીત, કરી રાણુ મુવા રાજા;
પરનારીની પ્રીત, કુલ એકલંતર બૂડે;
પરનારીની પ્રીત, કથામાં આવે કૂડે;
વળિ રામ નામ રૂચે નહિ, રોગ અસાધ્ય એને કયે;
રામો કહે ધ્યાન ધિક્ક છે, પરનારી જેને હયે. ૪૪

પરનારીની પ્રીત, ધર્મ હૈયે નવ ધારે;
પરનારીની પ્રીત, આપદા નિત્ય વધારે;
પરનારીની પ્રીત, વિજોગે ઊંઘ ન આવે;
પરનારીની પ્રીત, શત્રુતા તાપ દેખાવે;
વળિ ધિક્ક પ્રીત પરનારિની, રામ નામ રૂચે નહી,
રામો કહે વિચારિયે, હાણી અવર દિસે નહીં. ૪૫

ધન્ય જગતમાં સાધ, રામને નામે રાજી,
ધન્ય જગતમાં સાધ, હરીની જાણે બાજી,
ધન્ય જગતમાં સાધ, સાચ જે નામ ધરાવે,
ધન્ય જગતમાં સાધ, પરમ પદ આપ અપાવે;
વળિ ધન્ય જગતમાં સાધને, પરમારથ લઈ ફાવિયા,
રામો કહે દરશાન થકી, દુષ્કૃત દૂર નસાવિયાં. ૪૬

ધન્ય જગતમાં સાધ, ધન્ય ભૂમિ જ્યાં ચાલે,
ધન્ય જગતમાં સાધ, ધન્ય જેને ઘર માલે;
ધન્ય જગતમાં સાધ, ધન્ય સેવે તે તેને;
ધન્ય જગતમાં સાધ, ધન્ય ઓળખ છે જેને,
વળિ સાધ જગતમાં ધન્ય છે, જે મથે પાપથિ વારવા;
રામો કહે હરી હુકુમથી, અધમ જીવ ઓધારવા. ૪૭

ધન્ય જગતમાં સાધ, પાપ પણ દેખત ત્રાસે;
ધન્ય જગતમાં સાધ, કાળનો કાંટો નાસે;
ધન્ય જગતમાં સાધ, હરીને હૃદયે રાખ્યા,
ધન્ય જગતમાં સાધ, સંગ અમૃત ફળ ચાખ્યાં;
વળિ સાધ જગતમાં ધન્ય છે, અનંત દુષ્ટ જ્યાં ઓધરે;
રામો કહે ધન્ય ધન્ય છે, ફરિ ન આવે ગરોદરે. ૪૮

ધન્ય જગતમાં સાધ, દીન દેખી ઓધારે;
ધન્ય જગતમાં સાધ, અપીયા ઉરથી ટારે;
ધન્ય જગતમાં સાધ, રીત પરમારથ રાખે;

ધન્ય જગતમાં સાધ, હરી રસ સંગી ચાખે;
વળિ જન્મ જાલ આવે નહીં, ધન્ય સાધનો સંગ છે;
રામો કહે હરિજન ભજો, માયા રંગ પતંગ છે. ૪૯

ધન્ય જગતમાં સાધ, સંગથી જડમતિ જાશે;
ધન્ય જગતમાં સાધ, સંગ અંધારૂં નાસે;
ધન્ય જગતમાં સાધ, આપ પર સ્વપ્ને નાવે;
ધન્ય જગતમાં સાધ, કષ્ટથી કંઈક છોડાવે;
વળિ ચાર પદારથ પામવા, ધન્ય સંગ છે સાધનો;
રામો કહે નિશદિન રટો, હેત કરી સહુ હરિજનો. ૫૦

ધન્ય જગતમાં સાધ, ધન્ય જે તેની આશે;
ધન્ય જગતમાં સાધ, ધન્ય જે ચરણ તળાસે;
ધન્ય જગતમાં સાધ, ધન્ય નિત્ય સેવે સંતા;
ધન્ય જગતમાં સાધ, ધન્ય ભવ આણે અંતા;
વળિ ધન્ય જગતમાં સાધ છે, સેવે સુકૃળ સહુ થાય છે;
રામો કહે ધન્ય ધન્ય તેહને, સાધ સંગ ગુણ ગાય છે. ૫૧

બ્રહ્મજ્ઞાનની વાત, કરે છે ભૂંડો ભોગી;
આપદ મન અનંત, જન્મનો પોતે રોગી;
કર્યો નરકનો સાજ, કહે વૈકુંઠે જાઉં;
બગ આવ્યો વૈરાગ, કહે ગંગામાં નાહું;
વળિ ચડપ મારે માછલી, એમ લૂટીને ખાય છે;
રામો કહે કોડી નહીં, વાત કરોડે થાય છે. ૫૨

ધિક્ક ધિક્ક નર તેજ, મન માયામાં મોહ્યું;
ધિક્ક ધિક્ક નર તેજ, આપનું આપે ખોયું;
ધિક્ક ધિક્ક નર તેજ, હરીનું ભજન ન કીધું;
ધિક્ક ધિક્ક નર તેજ, મોત માગીને લીધું;
વળિ જમ જોરે લઈ જાય છે, ધિક્ક મનુષ્યમાં આવિયો;
રામો કહે કરમે કરી, ફરો કઈ નવ ફાવિયો. ૫૩

ધિક્ક જગતમાં જાણ, રહ્યો વિષયારસ તાકી;
ધિક્ક જગતમાં જાણ, સંપત્તિ એળે આપી;
ધિક્ક જગતમાં જાણ, મરણની ભે નવ રાખી;
ધિક્ક જગતમાં જાણ, શબ્દ સૂણી નહિ સાખી;
વળિ ધિક્ક જગતમાં જાણિયે, ઓચર્યા નહિ જે હરિ હરી;
રામો કહે હે રાંડના, અવસર ન આવે ફરિ ફરી. ૫૪

અવળો આપે આપ, થયો માયામાં રોયો;
પારાધીયે પ્રાણ, હર્યા મૃગ નાદે મોહ્યો;
દેખી દીપ પતંગ, પડ્યો છે આપે બળવા;
કીગોં ભમરા સંગ, મુવો ચાલ્યો છે મરવા;
એમ માયામાં મોહિને, હે મન સિંહ અજા થયો,
રામો કહે કારણ કંઈ નહી, જડ મૂરખ નુગરો રહ્યો. ૫૫

ડાહી સાસરે જાય, ઘેલી કહે ઘરમાં રહિયે;
સાસુ સસરો જેઠ, નણંદનું બોલ્યું સહિયે;
કરિયે ઘરમાં કામ, કહે પણ પોતે ઘેલી;
કહ્યું ધરે નહિ કાન, પતીથી ચાલે પેલી;
પોતે રહે નહિ પાધરી, શિખામણ સાચી કહે;
રામો કહે હરિ પ્રીછે નહી, બકબકમાં બમણા રહે. ૫૬

અવર ચંદિલી રાંડ, આપદા ઉરમાં રાખે;
પતી કહે પરમાણ, આપ રસ ઊંધો ચાખે;
પૂર તણાણું જાય, પૂંછ પકડીને રે જે;
લે મૂકયું આ મુવા, ફરીને કદી ન કે જે;
જગમાં એવા જંન છે, જેમ નારિ તણાણી પૂરમાં;
રામો કહે સંત શું કહે, નહિં મૂરખના ઉરમાં. ૫૭

રામ સંભાળે નિત્ય, સંપતિ હીન ન જાણો;
રામ સંભાળે નિત્ય, રંક શું તેને રાણો;
રામ સંભાળે નિત્ય. રિધ સિધ નજર ન જેની;

રામ સંભાળે નિત્ય, આશાનો ફાંસજ છેની;
વળિ રામ સંભાળે નિત્ય જે, નાનું મોટું મન નહીં;
રામો કહે ઘટમઠ એક છે, રામ દૂજો દેખે નહીં. ૫૮

રામ સંભાળે નિત્ય, અમરનું પદ નવ ઇચ્છે;
રામ સંભાળે નિત્ય, ભેદ હરિ હર નવ પીછે;
રામ સંભાળે નિત્ય, રંગ ખોટે નહીં રાચે;
રામ સંભાળે નિત્ય, અવરની આશ નિરાશે;
રીઝિયો રામજી નામથી, ધન્ય જગત સહુ વાસ છે;
રામો કહે રળિયાત થઈ, ભિંતર બ્રહ્મ પ્રકાશ છે. ૫૯

રામ સંભાળે નિત્ય, તીર્થ અડસઠ સહુ આશે;
રામ સંભાળે નિત્ય, ધામ વૈકુંઠે જાશે;
રામ સંભાળે નિત્ય, પાપ સહુ પરલે થાશે;
રામ સંભાળે નિત્ય, જન્મનો જોખો નાશે;
રામ સંભાળે પ્રીતથી, અવર આશ તે નવ રહે;
રામો દીન રઘુનાથનો, અવર જાચના નવ સહે. ૬૦

કૂટ અપરાધી મુવા, શરજનની વાત ગાગાણી;
અવસર એળે ગયો, મુવા સુધી તેં તાણી;
જન્મ ધરીને કદી, હરીનું નામ ન લીધું;
ડુલ્યો ડાપણ માંય, મોત માગ્યું નહિં સીધું;
વળિ ભે ન ધરી ભગવંતની, કૂડ કપટ તેં બહુ કર્યાં;
રામો કહે જમ લઈ જતાં, અંધવચમાં પણ આદર્યાં. ૬૧

અરજી મારી એક, સાધનો સંગજ કરિયે;
અરજી મારી એક, દુષ્ટ નિંદા પરહરિયે;
અરજી મારી એક, ગુણ હરિવિણ નવ ગાયે;
અરજી મારી એક, સંતવિણ શરણ નવ જાયે;
વળિ અવર થાપ ઉથાપથી, રહે સદા નિરાશ રે;
રામા ચાતક ચંદની, એમ રહિયે હરિ દાસરે. ૬૨

અરજી મારી એક, સંતની સેવજ કરિયે;
અરજી મારી એક, ચિત્ત દુઃખ સુખ નવ ધરિયે;
અરજી મારી એક, સાજ ભક્તિનો કરિયે;
અરજી મારી એક, દુષ્ટ સંગતથી ડરિયે;
વળિ પરધન પથ્થર જાણિયે, પરનારી સમ માત છે;
રામો કહે ધન્ય સંતને, રૂદે રામ રળિયાત છે. ૬૩

અરજી મારી એક, કદી નુગરા નવ રહિયે;
અરજી મારી એક, શરણ સતગુરૂને જઇયે;
અરજી મારી એક, તન મન રહિયે અરપી;
અરજી મારી એક, કદિ થઇયે નહિં કરપી;
પણ રામ નામ નિશ્ચે કરે, જેને ઘટમઠ શામ છે;
રામો કહે બાનાં બહુ વિધિ, સહુ ઠગવાના ઠામ છે. ૬૪

અરજી મારી એક, વશ્ય મનડાને કરિયે;
અરજી મારી એક, સંગ કુસંગે ડરિયે;
અરજી મારી એક, વ્રત તીરથ સહુ કરિયે;
અરજી મારી એક, જ્ઞાન જુઠું નવ ધરિયે;
વળિ કૂડ કપટ કરિયે નહીં, બોલ્યા સરખું ચાલિયે;
રામો કહે કુબુદ્ધિ કાકને, પ્રીત કરી ના પાળિયે. ૬૫

અરજી મારી એક, સાધને દેખી નમિયે;
અરજી મારી એક, ભૂતમાં ભૂત ન ભમિયે;
અરજી મારી એક, વિચારી સાધન કરિયે;
અરજી મારી એક, કુપંથે પાવ ન ધરિયે;
વળિ મનમાં નિશ્ચે જાણિને, સઘળે સરખો રામ છે;
રામો કહે ગુરૂ ગમથકી, જેને હરિની હામ છે. ૬૬

ભૂંડી રાંડ ભટાક, ધણીથી અવળી ચાલે;
કજિયો ને કંકાશ, ખબર વિણ ઘરમાં ઘાલે;
આપે અવળી થઇ, પતિને કહે છે કૂડું;

પતિ કહે પરમાણ, આપ જાણે નહી ઊંડું;
એમ નર તું અવળો થયો, તાણી તારા તંતને;
રામો કહે રખડી મુવો, સેવ્યા નહિં ગુરૂ સંતને. ૬૭

કાચી કાયા મૂઢ, મનમાં મોટપ શાની;
અવડો શું અહંકાર, જાય છે ભજન વિનાની;
ચેત ચેત નાદાન, કાળ લીધો કાં લેશે;
ધણી વિનાનો ધણી, થયો પણ રોઈ રહેશે;
આ સંપત તારી નથી, સમજ સમજ ગેમારતું;
રામો કહે દુખિયો થયો, માથે લઇને ભારતું. ૬૮

હરિ હૈયામાં ધાર, ઉરની આંટી જાશે;
ગાફલ ગા ગોવિંદ, નહીં તો તું પસ્તાશે;
સમજાવી કહે સંત, ખબર કર તનમાં તારા;
જોની આત્મારામ, મૂકય ચાળા ભમરાળા;
પોકારિ કેટલું કહું, વેદ પુરાણ વાતો કરે;
રામા ઝટ રટ રામને, શિદને ચોરાસી ફરે. ૬૯

માયામાં મસ્તાન, થયો મોટપમાં મોટો;
અહંકારી તું અંધ, રંગ લાગ્યો છે ખોટો;
માન માન રે માન, ગુમાની એળે જાશે;
ભજન વિના શું રહ્યો, મુવા વિસ્ટાની આશે;
વળિ માન મોત તો આવિયું, ભાગ્ય શરણ ભગવંતને.
રામો કહે નહીં ઉગરે, વિનાં શરણ ગુરૂ સંતને. ૭૦

રળ્યો રાત ને દીન, ચિત્તમાં ચિંતા ઝાઝી;
બહુ મોટપને માન, માંહિ અથડાતો પાજી;
કામ કટકનું જોર, રામ તે ક્યાંથી રીઝે;
સ્વપ્ને સંગ ન સાચ, કહે તો ઉલટો ખીજે;
જનરે જગતમાં સાંભળો, નિરખ્યા નહિ કદિ સાધને;
રામો કહે કરમગત શું, કહિયે આ અપરાધને. ૭૧

ઉદરમાંહિ અનંત, દુઃખ પામ્યો તું પાજી;
હરિયે કાઢ્યો બાર, થયો માયામાં રાજી;
ભૂલ્યો કોલ કરાર, ઊંવા ઊંવા કરિ રોયો;
ફૂટરે હરિના ચોર, કુબુદ્ધિ કટકે મોયો;
હજી ગાઈ લે મૂઢ મતિ, જ્યાં લગિ તનમાં તેજ છે;
રામો કહે અવસર વીતતાં, કરવત મોચી એજ છે. ૭૨

સાંભળ સુખની વાત, કુબુદ્ધિ કહું છું કાણી;
તું ગાફલ મસ્તાન, આપની કીધી હાણી;
ધિક્ક ધિક્ક અવતાર, કુટુંબને કાળ વગોયું;
મૂરખ ખર મતિ મૂઢ, ફરી પાછું નવ જોયું;
વળિ મોહ્યો મોટપ માનને, રોયો કાળી રાતમાં;
રામો કહે રખડી મુવો, વિચારી જો એકાંતમાં. ૭૩

કબુદ્ધ કુટુંબના કાળ, ભજન કર ભોળે ભાવે;
અંતે ચડશે આળ, આ૦યમાં ખોટે દાવે;
સાંભળ સાચી રીત, વેદ જે વાત કરે છે;
નિશદિન ભજિયે બ્રહ્મ, સંત જન સાખ્ય ભરે છે;
માટે રટરે રામને, સમો ન આવો ફરિ ફરી;
રામો કહે લે લાભ છે, જગ જીત્યા કહે હરિ હરી. ૭૪

રાખ્ય હૃદયમાં રામ, કામના કોટ વિસારી;
ભજ ભાઈ ભગવંત, જીતિ જામાં તું હારી;
મનડા માંહિલો મેલ, જ્ઞાન ગંગામાં ધોની;
આગલ વસમી વાટ, વિચારી અંતર જોની;
માટે સાંભળ માહરૂં, તો રટ રૂડા રામને;
રામો કહે આરાધિયે, સુખથી સુંદર શામને. ૭૫

જા સતગુરૂને શરણ, આપદા ઉરથી નાશે;
મટે જન્મ ને મરણ, ઘટો ઘટ બ્રહ્મ પ્રકાશે;
હું પદ જાશે૦ટળી, સંતની સુણતાં વાણી;

માટે કહું છું માન્ય, કૂલમાં ફટરે પ્રાણી;
વળિ હેતે હરિજન સેવતાં, સેવજ કીધી હરિ તણી;
રામો કહે જન માનતો, શાબાસ નહિતો ધિક ધણી. ૭૬

આપ બણ્યા અવધૂત, ધ્યાન બગ જેવું ધારી;
મૂઢ મતી જે મચ્છ, નાખવા તેને મારી;
નિર્ભય મન નિશંક, ધણીની ધાક ન રાખે;
ભરમાવે બહુ ભાંતિ, મોટ મોટાની શાખે;
માટે મન તુજને કહું, સેવિયે સાચા સંતને;
રામો કહે વિણ સતગુરૂ, કોણ લહે ભવ અંતને. ૭૭

સમરો સમરો મૂઢ, સતી સીતાપત સ્વામી;
દુખ દાવાનળ જાય, રહે નહિં એકો ખામી;
રિધ સિધ જોડે હાથ, ધન્ય સુર વૃંદ પુકારે;
ફાવે નહિ જમદૂત, કાળ મુખ હાય હુકારે;
વળિ નિજાનંદમય રૂપ, શ્રીરામ રામ રટ થઈ રહે;
રામો કહે ધન્ય સંતને, હરી રૂપ હૃદયે લહે. ૭૮

હરિ હરિ કાં રટે, નહીં મૂરખ મન મંદા;
એક શ્વાસ જો જાય, હાન બીજી નહિં બંદા;
માટે કહું છું માન્ય, ભજિલે ભરમ તજીને;
સમજાવે છે સંત, શૂર થા શસ્ત્ર સજીને;
સંગ્રામ છે આ શૂરનો, કાયરનું નહિં કામ છે;
રામો કહે ધન્ય સંતને, અકામ મુખ હરિ નામ છે. ૭૯

વારે વારે કહ્યું, એક નવ માની મારી;
અરે અભાગી મૂઢ, મતી ગઈ છે ક્યાં તારી;
અવસર તારો જાય, ભમે કાં ભૂંડા રોગી;
ધિક્ક ધિક્ક અવતાર, ધન માયાનો ભોગી;
વળિ ધિક્ક જન્મ તારો થયો, સેવ્યા નહીં ગુરૂ સંતને;
રામો કહે હરિ ભજનવિણ, તાણી બાંધ્યો તંતને. ૮૦

તાણી બાંધ્યો તંત, મુવાલગ મૂરખ માણ્યો;
કોડિ ન આવી કામ, જાણથી રહ્યો અજાણ્યો;
આપદમાં અથડાઈ, મુવો અપરાધી થોથી;
પંડિત કાજી ભેખ, જાણ વિણ વાંચી પોથી;
મૂરખ એમ એળે ગયો, નામ વિસારી નાથનું;
રામો કહે અભાગિયે, નાણું ખોયું હાથનું. ૮૧

માનીલે જો મંન, લાખની એકજ કહું છું;
ડાહ્યા જનને માટ, શીખ સારી હું દઊં છું;
પોથીનો નહિ પાર, વાત કોઈ વિરલે જાણી;
વિના નામ રઘુનાથ, જગતમાં કેવળ હાણી;
કાં માની લે તું માહરૂં, પૂછ નિગમ કાં સંતને;
રામો કહે રઘુવીર વિણ, કોણ લહે ભવ અંતને. ૮૨

પાડા જેવું અંગ, વધ્યું પણ વાતજ ખોટી;
હરી કથા જો સુણે, ઝેર ખાધે જયમ ગોટી;
મોટપમાં મસ્તાન, સબુધની વાત ન જાણે;
ચર્ચા વિષયા ભોગ, રંગમાં મૂરખ માણે;
વળિ અવળાઈ કોને કહું, કોડી હાથ ખરચે નહી;
રામો કહે રોતો રહ્યો, જમેં ઝાપટ્યો કર ગ્રહી. ૮૩

શેઠ કહો સરદાર, સાહિબી ભાવે મોટી;
મરતાં રહ્યું મસાણ, સાથમાં નહીં લંગોટી;
મોટા મોટા મુવા, રાજ મૂકીને રાણા;
તેથી મુવા અધિક, જગતમાં જે સપરાણા;
કાળે કોને નવ છોડિયા, ઉદય ત્યાંય વળિ અસ્ત છે;
રામો કહે અભિમાનથી, જુઠી માયા મસ્ત છે. ૮૪

કોણ રંક કોણ રાવ, જગતમાં જુઠું જોવું;
ખાંકડ ગાયનું દૂધ, દોહિને કિયાં વલોવું;
ખોટે ખોટો રંગ, મુવો જીવ્યો પણ ખોટું;

સગપણનો સંઘાત, ધામને ધંનજ મોટું;
ખોટે ખોટી આવિયો, ખોટે ખોટો જાય છે;
રામો કહે માયા ફોક નર, હરીવિણ ગોથાં ખાય છે. ૮૫

કાયર નરને કંઠ, હરીનું નામ ન આવે;
કથા રંગની રીત, હોય તો કદી ન જાવે;
ધન માયાનો ધૂત, કામ તૃષ્ણાનો ભોગી;
જાણ્યા નહીં જગદીશ, રહ્યો રગતમાં રોગી;
એમ અનંત રખડી મુવા, વાત કથા રહી કામની;
રામો કહે હું શું કહું, રૂચે નહીં જ્યાં રામની. ૮૬

હરી હરી નિત હરી, હરી જીંહાથી કહેવું;
રામ રામ મુખ રામ, નામ વિણ કદી ન રેવું;
કૃષ્ણ કૃષ્ણ ગોપાલ, ગદાધર ગિરિવર ધારી;
રટિયે રાધા નાથ, તાપ ત્રય દેત નિવારી;
વળિ સહસ્ર નામ ઉચ્ચારિયે, નામ થકી ભવ નાશ છે;
રામો કહે ધન્ય ધન્ય હરી, ધન્ય હરિના દાસ છે. ૮૭

આવ્યો કલિયુગ કૂડ, ભેખમાં ભંગ પડાવ્યો;
પાખંડનો નહિં પાર, હરીજન નજરે નાવ્યો;
પુત્ર પિતાની વાત, ગુરૂને શિષ્ય ન માને;
પરમારથની પ્રીત, કહોતો નને કાને;
વળિ પાખંડે પૃથ્વી ગળી, વિસાર્યા રાજા રામને;
રામો કહે પૃથ્વી પતી, સિદ્ધ સેવતા કામને. ૮૮

કામ કટકનું જોર, કળીમાં આણ ફરે છે;
તપી સન્યાસી ભેખ, નાથજી નિત્ય રડે છે;
આયુ ક્ષણભંગુર, શાસ્ત્રથી અવળી ચાલે;
શત વર્ષ પરમાણ, ટળી મન માન્યું માલે;
મર્યાદા મૂકી બ્રાહ્મણે, આચારથી અળગા રહ્યા;
રામો કહે ધન્ય સાધને, જ્યાં કલિ ગાત્ર ઢીલાં થયા. ૮૯

ત્રાહિ ત્રાહિ રે ત્રાહિ, નાથ ભવ દુખથી છોડો;
ગિરિધર ઝાલો હાથ, દાસની વારે દોડો;
કાળ કરે ઝકઝોર, બાજ જેમ તેતર મારે;
નિત્ય દહે ત્રણ તાપ, આપવિણ કોણ ઉગારે;
વળિ પત બાનાની રાખવા, અનંત દુષ્ટ ઓધારિયા;
રામો કહે આવે સમે, કેમ નિમાણા થઈ રહ્યા. ૯૦

નહીં સંપત્તિ ધંન, ઈંદ્રની આદ નજરમાં;
મેં માન્યું પરમાણ, નામ નાણું છે ઘરમાં;
કંટાળ્યો કુબેર, તણી પણ રિધ સિધ ખોટી;
નિગમ કહે નિરમાણ, હરીની મરજી મોટી;
વળિ લોક લોક તેથી અધિક, સુખ સહુ આતસ રંગ છે;
રામો કહે હરિ નામ વિણ, જુઠો રંગ પતંગ છે. ૯૧

જ્યાં જોયું ત્યાં જૂઠ, સાચ કો વિરલા જાણે;
જ્ઞાન જાય છે ગળી, નામને નવ પરમાણે;
વાતે વખાણે વેદ, માયલો મરમજ ચૂકી;
નિજાનંદ મય ઈશ, મુવા અથડાતા મૂકી;
વળિ ધણિ ધાક ધારી નહી, હુંપદ લીધું હાથમાં;
રામો કહે ભલે મુવા, પણ બીજા લીધા સાથમાં. ૯૨

રામકૃષ્ણ નવ કહે, જોગ જુક્તિ પણ જૂઠી;
રામકૃષ્ણ નવ કહે, ધણીની માયા રૂઠી;
રામકૃષ્ણ નવ કહે, આપદા અદકી પામે;
રામકૃષ્ણ નવ કહે, કદી આનંદ ન જામે;
વળિ રામકૃષ્ણ જો નવકહે, તો જમ બાંધે જોરથી;
રામો કહે વિચારજો, કાળ દૂરતાં મોરથી. ૯૩

રામકૃષ્ણ જો કહે, જમની દૃષ્ટિ નવ દેખે;
રામકૃષ્ણ જો કહે, કાળ પણ કાળજ લેખે;
રામકૃષ્ણ જો કહે, હરી પણ હાથજ ઝાલે;

રામકૃષ્ણ જો કહે, સુખ ચૌદશમાં માલે;
વળિ રામકૃષ્ણ મુખથી કહે, તુલ્ય તેજ હું શું લહું;
રામો કહે ત્રણ લોકમાં, અધિક નહીં મુખથી કહું. ૯૪

રામકૃષ્ણ એક નામ, શેષ મહિમા નવ જાણે;
રામકૃષ્ણ એક નામ, સનકને શિવ વખાણે;
રામકૃષ્ણ એક નામ, નિગમ પણ નેતિ કહે છે;
રામકૃષ્ણ એક નામ, સંતની સાથ રહે છે;
પાપી પાખંડિ અભાગિયા, જેને રૂઠ્યા નાથજી;
રામો કહે ડોલ્યા હુંપણે, વિના સંતજન સાથજી. ૯૫

પંડિત થયો પુંછ, શૃંગ વિણ વાધી વાચા;
બૂડિ મરે કાં બિયે, સંત આવે જો સાચા;
મધુરી મીઠી ભાષ, કૂડ દૃષ્ટિમાં રાજી;
પ્રાકૃતને સંસ્કૃત, વખાણે બેઠો પાજી;
મનમાં મૂરખ જાણે નહી, વખાણે બેઠો આપને;
રામો કહે નર ધિક્ક છે, જાણ્યો નહીં જગ બાપને. ૯૬

રામ રામ જો કહે, મૂઢ જાણે હું મુવો;
હાથે થઈ હેરાણ, પાપનો ખોદ્યો કૂવો;
ઊંચ વધ્યો એરંડ, ચતુર થઈ આડે ચાલ્યો;
અજા જુથની માંહિ, સિંહ ભૂલિ જયમ માલ્યો;
એમ આપ ભુલી અવળો થયો, રાચ્યો માયા રંગમાં;
રામો કહે કૂટ અભાગિયા, ધૂળ પડી આ ઢંગમાં. ૯૭

માને સાચી એક, નહીં તો લાખજ ખોટી;
ચાતુર નરને શીખ, મૂરખ મન હાંસી મોટી;
ચતુરાઈની ચૂલ્ય, કરીને જે નર બેઠા;
કીધી હરિયે મેર, પોત લઈ પોતે પેઠા;
એમ કરિ કમાઈ ભોગવે, પોતે પોતાથી મરે;
રામો કહે મન માનિલે, ભજે હરિ તો જમ ડરે. ૯૮

કામ ગુરૂને ભેટિ, જગતમાં તન મન અરપી;
શિષ્ય થઈને સેવ, કરે છે હરિથી કરપી;
વચન વચનની રીત, ભાતમાં આપે મોહ્યો;
નાખ્યો કૂપની માંહિ, દોર કાપ્યું ત્યાં રોયો;
અરે ઉગારો નાથજી, મુવો મુવો મુખથી કહી;
રામો કહે એવે સમે, ગુરૂ મર્યાદા નવ રહી. ૯૯

કહ્યું કહ્યું તે ફોક, મન એકે નવ માની;
પાસે આવ્યું મોત, હરીને શરણે જાની;
સ્વાર્થજ કારણ સગાં, કુટુંબને ઘરની નારી;
મુવો મમતમાં મૂઢ, ઉઘાડી જમની બારી;
કદી રટ્યા નહીં રામજી, પરમારથ પિછ્યો નહીં;
રામો કહે રઝળ્યો ખરો, પસ્તાયો પરલે જઈ. ૧૦૦

કરી લાખની કાખ, કાળ પણ આવ્યો પાસે;
સમજાવ્યો બહુ ભાંત, રહ્યો રઝળ્યાની આશે;
માન્યો નહિ ગેમાર, ગળામાં ફાંસો ઘાલ્યો;
કર્યો માનખો ઝેર, રામ રસ્તે નવ ચાલ્યો;
વળિ સંત કહે સમજ્યો નહીં, વાચા ન માની વેદની;
રામો કહે કાણી કર્મની, સમજ્યો નિંદા ખેદની. ૧૦૧

એળે ગયો અવતાર, હરિ હારદ નવ જાણ્યું;
એળે ગયો અવતાર, જૂઠ સાચું પરમાણ્યું;
એળે ગયો અવતાર, સાધની સેવ ન કીધી;
એળે ગયો અવતાર, આપદા ઉરમાં લીધી;
વળિ અવતાર એળે ગયો, શ્રીગુરૂ શરણે નવ ગયો;
રામો કહે શું સમજાવિયે, નગણોને નુગરો રહ્યો. ૧૦૨

એળે ગયો અવતાર, જગતમાં બહુ જખ મારી;
એળે ગયો અવતાર, નિત્ય તાકી પરનારી;
એળે ગયો અવતાર, કથામાં કદી ન રીઝ્યો;

એળે ગયો અવતાર, સાચ કેતામાં ખીજ્યો,
વળિ અવતાર તો એળે ગયો, મોટપ મનની નવ તજી;
રામો કહે વિશ્વાસથી, હરિ હરને તું લે ભજી. ૧૦૩

એળે ગયો અવતાર, વ્રત તીરથ નવ કીધું;
એળે ગયો અવતાર, મોત માગીને લીધું;
એળે ગયો અવતાર, ચિત્તમાં ચિંતા લાગી;
એળે ગયો અવતાર, સાધથી અવળો ભાગી;
વળિ અવતાર એળે ગયો, કબુધ કમાયો આપથી;
રામો કહે રખડી મુવો, વીના શ્રીહરિ જાપથી. ૧૦૪

એળે ગયો અવતાર, નારિની આગળ નાચ્યો;
એળે ગયો અવતાર, રંગ ખોટામાં રાચ્યો;
એળે ગયો અવતાર, સાચ કંઈ ઉર નવ લીધું;
એળે ગયો અવતાર, હાથથી દાન ન દીધું;
વળિ અવતાર એળે ગયો, દાન કર્યું નહી હાથથી;
રામો કહે હવે શું કહું, આડો હરિજન સાથથી. ૧૦૫

કબુધ નરને કાળ, જાળની કંઈ ન મનમાં;
છકમાં ચાલ્યો જાય, થયો છે માતો તનમાં;
સાચી સુણે ન વાત, સાધ જયમ નિંદા પરની;
કટલી કરવી કાણુ, રીત સહુ રાખી ખરની;
મિસરી ખાતાં જયમ મરે, એમ ભજનથી ભય કરે;
રામો કહે એળે ગયો, ચોરાસી ખાતું ભરે. ૧૦૬

છેલી બાકી રામ, ભજન કર કાં મર બૂડી,
અમથો કાં હેરાણ, થયો નર બાજી કૂડી;
જેમ સિંહ સનમુખ, અજાને સુખ ન આવે;
એમ અભાગી જુવો, સુખ સ્વપ્ને નવ ફાવે;
માટે માની માહારૂં, રટ રે રૂડા રામને;
રામો કહે પાખંડ તજી, શરણે જા ગુરૂ શામને. ૧૦૭

# ઉપદેશક કક્કો.

## મનહર અથવા પદ.

**કકા** કહું ધર કાન સમજીને લેજે સાન
વિચારીને લેજે તારા ઉરમાં તું ધારી રે,
ભાવે ભજી લેની રામ વિસારી આ કૂડાં કામ
હાથ ચડ્યું જાય દામ આતમા ઉગારી રે;
અવસર નાવે ફેર કહ્યું તુંને વેર વેર
કાં કર કડવું ઝેર હાથે ગયો હારી રે,
અવળો અંતરમાંય લીધી નહીં સંત છાંય
રામો કહે રખડી મુવો વિનાં ગિરિધારી રે. ૧

**ખખા** ખરે ખરી વાત અંતરમાં સાક્ષાત
સંત થકી સુણી વાત વાણીમાં વિચારી રે,
બોલ તણો કર્યો તોલ વિચાર્યું તો આણુ મોલ
આપદા ગઈ અતોલ ઉરથી ઊતારી રે;
મન તણું મટ્યું માન દેહનું ગયું ગુમાન
સમજીને ગુલતાન કરી મેં કરારી રે,
કેશવ ધરીને ધ્યાન ધરતણું ભૂલી ભાન
રામા સમજીને સાન જોયું ત્યાં વિચારી રે. ૨

**ગગા** ગટપટ મેલ ભજીલે છોગાળો છેલ
ખલકમાં કર્યો ખેલ બાજી જો વિચારી રે,
જુગ તણો ખોટો રંગ જોઈને તું લે પતંગ
મૂકી દેની માયા સંગ બગડી સુધારી રે;
રટી લેની રાધા નાથ ડુબત ગ્રહે જો હાથ
ગાઈલે હરીની ગાથ જાય તારી ગારી રે,
રાખી લેની વિશવાસ હોઈ લે હરિનો દાસ
રામો કહે રાખે પાસ શિખ લે તું મારી રે. ૩

**ઘઘા** વાળ્યો હાથે ઘાણ  થયો કાં તું મોળો છાણ
ફૂટ મુવા પાજી હાથે  મોત લીધું માગી રે,
સમજાવી કહે સંત  આવ્યો નહીં તારો અંત
તાણીને બાંધ્યો કાં તંત  જોઈ લેની જાગી રે;
સ્વપન ઘેનમાં મુવો  હાથે કરી પૂર્યો કૂવો
મંદ ભાગી માંહી મુવો  તન દીધું ત્યાગી રે,
કુટુંબ કબીલે મોહ્યો  દુઃખનો ભર્યો છે ડોયો
રામા અંતે રોયો મુવો  માયાનો વૈરાગી રે. ૪

**ચચા** ચિત્તમાં વિચાર  માથે છે મોકમ માર
જમનો જવાબદાર  થયો તું થરારી રે,
પાજી મન માહીં લાજ  મટી જાશે તારી દાઝ
સમજાવી કહ્યું આજ  કરી લે કરારી રે;
ભજન કરીલે ભાઈ  હિસાબમાં રાઈ રાઈ
માગશે મુદ્દલ સાંઈ  તું જવાબદારી રે,
તેંતો કીધાં કૂડાં કામ  મનમાં થયો હરામ
રામા રખડ્યો તમામ  જોઈલે ધરારી રે. ૫

**છછા** ભેર છપનની  અંતે તારા ખપનની
સાહીબી શૃંગારકની  આવે નહીં આડી રે,
તું થયો હરામખોર  દેવના ઘરનો ચોર
કાળ કરીને બકોર  જાશે તુંને કાઢી રે;
સુણ્યું તો હજાર વાર  સંસારમાં નહી સાર
ઉલટો કરજદાર  ધિક્ક ધોળાં ડાઢી રે,
સમજ્યો ન સત્ય  સાર દુઃખમાં કરે પોકાર
રામો કહે રહ્યો ગમાર  જમ જાશે કાઢી રે. ૬

**જજા** જખ મારી બહુ  સાહેબી હું શું શું કહું
હાથી તો હજારો ઘોડે  ધમસાણ માંડી રે,
હુકમી અમલદાર  ચાકર ન વારપાર
તું જાણે હું સરદાર  ચાલ્યો હદ છાંડી રે;

મોટા મોટા મરી ગયા   રાવણ દુરજોધન રહ્યા
તેથી મોટા જે જે થયા   રહ્યા સહુ રાંડી રે,
તેમાં તો તુંછે પતંગ   શૂરનો ન શોભે સંગ
રામા અમથી ઉમંગ   કાળ દેશે ખાંડી રે. ૭

**ઝઝા** જેની માયા ઝાળ   પુંઠે નિશદિન કાળ
હાથે કાં ચડાવે આળ   રટી લેની રામ રે,
ગાઈ લેની તું ગોપાળ   જાય માયા કાળ જાળ
હેત કરી જપ માળ   ગ્રહી આવે કામ રે;
કહું છું આ તારે માટ   હરી છે માથાની સાટ
રખડ કાં વાટ ધાટ   ઘરમાં ઘરેણું રે,
ઓળખ અંતર માંય   ભવની ભાવટ જાય
રામો કહે સુખ થાય   જાય જગ મેણું રે. ૮

**ઞઞા** કાંતું જખમાર   જીત ભાવે લેની હાર
હરી રસ પીલે તારા   ઉરમાં તું ધારી રે,
મૂકી દેની લોક લાજ   બગાડે છે તારૂં કાજ
ડાપણમાં દગાબાજ   કરાવે કાં હાંસી રે;
તું જાણે હું અતિ જાડો   ખાઈ પીને થયો પાડો
સંતથી ચાલ્યો છે આડો   મદ નહીં માસી રે,
અંતે તુંને દુઃખ થાય   મુખે નવ કહેવાય
રામો કહે પુરાણ ગાય   શ્રુતિ સંભળાસી રે. ૯

**ટટા** તારી રાખ ટેક   સમજાવે સંત ભેખ
મટીને કરમ રેખ   દંભ નહીં ડામે રે,
મૂકી દેની મદ માંડ   ફટરે માયાના ભાંડ
મોહ્યો શું આ ભુંડી રાંડ   ભરમાવે આમે રે;
તજી દેની કામ ક્રોધ   ધૂડ તારૂં જોર જોધ
શામાટે થયો વિરોધ   નર હરિ નામે રે,
રટીલેની હરી રામ   વિસારી દે ક્રોધ કામ
રામો કહે રંગ તારે   રૂદે ખરો જામે રે. ૧૦

ઠઠા તુંને નથી ઠા મૂરખ મરવાને જા
ભાવે કરી ખત્તા ખા મુવો તારે આપે રે,
વાળ્યું તેં આ સત્યાનાશ બુદ્ધિને બગાડી ખાસ
બંધાણો તું આશ પાશ કુળને કાપે રે;
હરિને તું ભજ ભાઈ ઘરમાં હાની કેવાય
અવસર જાય તારો અમૂલખ આપે રે,
ધિક્ક ધિક્ક તારા ઢંગ કર્યો નહીં સત સંગ
રામા રાચ્યો ખોટે રંગ દુઃખ કોણ કાપે રે. ૧૧

ડડા મુવો ડાહ્યો થાય નાત જાતમાં પંકાય
ગજા હીણો ગર્વ ગાય જાણે માયા વંતરે,
શું મુવા આ તારી માથા અજબ લાખ કે રાથા
હુકમે હજુરી ધાથા તેમાં તે શું તંત રે;
આગળ મુવા અપાર સંતને પુછી લે સાર
શ્રુતિ કરે છે પોકાર મોટા મોટા મહંત રે,
ભૂમિને થયો તો ભાર રામા આવીને મોઝાર
દેવ તણી લીધી સાર આણ્યો જેનો અંતરે. ૧૨

ઢઢા તારા ઢંગ છે શા કેસરી અજામાં થા કાં
આપે થયો રંક રાહા ભૂલ્યો નિજ ભાન રે,
ઉખડશે તારું આમ મુખમાં ન સીતા રામ
અભાગી થયો તું આમ કથા સુણ કાને રે;
ફૂટી કાં ન તારી આંખ્ય હરિ વિણ ખોટી દાખ્ય
ભરમ્યો શું જુઠી ભાખ્ય વળગ્યો ન દાને રે,
શીશી રીતે સમજાવું વેળું નહીં આવે આવું
રામો કહે ચોરાસી જાવું હરિ વિનાં આને રે. ૧૩

ણણા ભૂલ્યો રણ માંય વ્યાજમાં તણાણો જાય
દીવાળામાં દુઃખી થાય હાથે ગયો હારી રે,
અવળો કર્યો વેપાર મૂઢ તું મુવો ગેમાર
જમની નફામાં માર કરી તે ખુવારી રે;

શોધ્યો ન સારો દલાલ   વોર્યો ન હરિનો માલ
ઉલટો થઈને મુવા   કરી તે જુવારી રે,
ફાંસીયામાં ફસી રહ્યો   માલ મૂળગેથી ગયો
રામો કહે વકાસી રહ્યો વિગત વિસારી રે. ૧૪

**તતા** ન કરી તપાસ   ફસી ગયો ઊંડી ફાંસ
અંત સુધી રાખી આશ   ભરમે ભરાણો રે,
હાથે ચડ્યો હીરો ખોયો   મૂરખ કોડીમાં મોહ્યો
રતન રોળીને કોટે   બાંધી મુવો પાણો રે;
દુ:ખનો ન વારપાર   માથે છે મોકમ માર
થયો તું અતિ ખુવાર   સમજીને શાણો રે,
ચેત્યો ન કદી અજાણ   ઘરમાંહી ગત પ્રાણ
રામો કહે તેં ન રટ્યો   દ્વારકાનો રાણો રે. ૧૫

**થથા** નથી રેવું સ્થિર   રાણો રંક કે ફકીર
શાને રાખી બેઠો ધીર   રટી લેની રામ રે,
કેવાનું તો તુંને કહ્યું   કાયરથી જાય સહ્યું
સામતનું ફાટે હયું   સમજે તમામ રે;
સંત કહે વાર વાર   મૂઢ ન માને ગમાર
ચેતનને ઝાર ઝાર   સમરવો શામરે,
કહ્યું તુંને તાણી તાણી   તારે મન ધૂળ ધાણી
રામો કહે નવ જાણી   ગયો જમ ધામ રે. ૧૬

**દદા** તેં લગાડ્યો દંગ   આપદમાં ગળ્યું અંગ
કુટુંબ કહે છે રંગ   ભલો ભલો ભાઈ રે,
નારી સાથે અતિ વ્હાલ   દેખી જાણે થયો ન્યાલ
સુત વિત્ત પાડે ખ્યાલ   માયાની ઠગાઈ રે;
વેપારમાં વધી પેઠ   નાતમાં કેવાયો શેઠ
પોચાડી પછાડ્યો હેઠ   ભાંડની ભવાઈ રે,
માયાની છે મદ્ય લાળ   પરોળીયે બાંધી જાળ
રામા પડ્યો તેનો કાળ   જીવતા ન જાય રે. ૧૭

ધધા ધરથી તપાસ થાની તું હરિનો દાસ
આવ્યો ક્યાંથી ક્યાં છે વાસ જાવું ક્યાં લે જાણી રે,
આતો ઝાંઝવાનું જળ તેમાં તે શું મોહ્યો મળ
ખારચમાં હાંક્યું હળ બીજ જાશે તાણી રે;
અરે ભૂંડા ભમરાળ કાયા પર તાકે કાળ
મોહ બાંધી બેઠો જાળ પારધી પસારી રે,
જાણી લેની જગદીશ માનરે વીશવા વીસ
રામો કહે છોડ રીશ શાની હુંસિયારી રે. ૧૮

નના નારાયણ નામ કેવળ રમતા રામ
ભજીયે દિવસ જામ ઠેકાણું એ ઠીક રે,
જપિ લે હરિનો જાપ સ્થિર કરી રહે આપ
કુબુદ્ધિને ઝટ કાપ જાય તારી બીક રે;
વાસનાનું મૂળ બાળ સંતનાં વચન પાળ
હાથે હરિ નામ માળ ગ્રહે ન તો ધિક્ક રે,
માની લે મમત મૂકી ચાલમાં તું વાટ ચૂકી
રામો કહે દેશે ફૂંકી નાશ થશે નીક રે. ૧૯

પપા કરી લેની પ્રીત રાખ હરિજન રીત
રટી લેની રામ નિત ચિદાનંદ જાણી રે,
ગાઈ લે ગોવિંદ હરિ જેણે તુંને દયા કરી
માનખ્યો આપ્યો છે ફરી થાની પરમાણી રે;
તન તારૂં એળે જાય ભજન વિનાં ભવાય
હાથે કરી ખત્તા ખાય તંત બાંધ્યો તાણી રે,
ગર્ભમાંથી કાઢ્યો બાર દયા કરીને મોરાર
રામો કહે કાં વિસાર ઉલટી અવાણી રે. ૨૦

ફફા ફૂલી મુવો અંધ પાડા જેવું કરી કંધ
ખાઈ પીને રહ્યો બંધ ભજનમાં આડો રે,
તું જાણે હું થયો શેઠ કરીને માયાની વેઠ
પોંચાડીને દેશે ઠેઠ હાથો ખણ્યો ખાડો રે;

હરિનું ન લીધું નામ   રડી મુવો દામ દામ
કદી ન વિસાર્યો કામ   કામની કુવાડોરે,
કાપી નાખ્યું તારૂં મુળ   હાથે કરી ચડ્યો શૂળ
રામો કહે રળ્યો ધૂળ   થયો તારો દાડો રે. ૨૧

**બબા** ભવ બિજ બાળ   હરિને વેગે સંભાળ
કુળને કબુદ્ધ ગાળ   બેસાડી તે બાઈ રે,
ચેત પ્રભુને આરાધ્ય   સમજાવી કહે સાધ
મુવો ન મેલી ઉપાધ   સમજ્યો ન સાંઈ રે;
તું જાણે થયો છે ડાહ્યો   હાથે કરી ખોદ્યો પાયો
ધિક્ક જનનીયે જાયો   માથે લીધી હાઈ રે,
મમતમાં રાચ્યું મન   થયો ન હરીનો જન
રામો કહે રખડ્યો વન   કાળ જાશે ખાઈ રે. ૨૨

**ભભા** આજ ભાઈ મુવો   ખૂબ તરે ખાંડી રૂવો
જગતના ચાળા જુવો   ઉલટા અભાગી રે,
રડી કૂટી આવ્યા ઘેર   ખરખરો કરે ખેર
મૂવો તેને માથે મેર   પોતે થયો પાગી રે;
મૂઢ એને બાળ્યો એમ   તારૂં તું જાણે છે કેમ
કાળનું ન કંઈ નેમ   દેશે તુંને દાગી રે,
જોઈ લેની જગ જાય   ભજી લેની રઘુરાય
રામો કહે સુતો લૂટાય   જોઈ લેની જાગી રે. ૨૩

**મમા** મારૂં તારૂં મૂક   માયા મન તણી ભુખ
હરિ ભજી લેની સુખ   દુઃખ જાશે દૂર રે,
જમદૂત કરે જોર   તપાસી લે તેની મોર
દેવનો થયો તું ચોર   કાળને હજૂર રે;
ફૂટ મુવા દૂરભાગ્ય   ઘરમાં લગાડી આગ્ય
ભજનનો આણી રાગ   મુવો મગરૂર રે,
હવે તુંને દુઃખ થાય   કોણ કરે તારી સાય
રામો કહે તણાણો જાય   માયા મધ્ય પૂર રે. ૨૪

**યયા** અવસર આજ નીવેડી લે તારૂં કાજ
તેતર ઉપર બાજ ઘડીમાં ઘુમાવે રે,
તેમ તુંને મારે કાળ મૂકાવે હરિ દયાળ
કાળનો જે સદા કાળ ભજ તેને ભાવે રે;
વેદને પુરાણ ગાય શિવ જપે લવ લાય
શેષ થાકી શરણુ જાય તું કાં ચડ્યો દાવે રે,
ભજીલેની રઘુનાથ સાધનો કરી સંઘાત
રામો કહે ઝાલે હાથ ફેરો તારો ફાવે રે. ૨૫

**રરા** રટ રઘુવીર ધરીને ધારણ ધીર
માની લેની મારા વીર કાપીને કંકાશ રે,
કરી લેની સાધ સેવ જાણીને પ્રભુનો ભેવ
દીલમાં દયાળુ દેવ સેવ થઈ દાસ રે;
લેની હરિજીનું નામ ઘેર તીરથ તમામ
સાધુને પુછીલે શામ રહે તારી પાસ રે,
સેવી લે તો જાણું ધન્ય મોકળું મેલીને મન
રામો કહે રૂડા જન જાણી કહ્યું આશે રે. ૨૬

**લલા** લે અમૂલ્ય લાવ માંહેથી ઓતી લે માવ
હાથે ચડ્યો જાય દાવ ખોમાં અપરાધી રે,
સગામાં તું સમરાણો વેહેવાઇ મૂકે પાણો
આંધળામાં રામ કાણો અમથી ઉપાધીરે;
આપદ લાગી અનંત સુત વિત જાણ્યા સંત
નારીને ગુરૂ ગણુંત પૈસાને આરાધી રે,
તેમાં તારી પૂરી હામ હરિનું હવે શું કામ
રામો કહે થયો હરામ જમ જાશે બાંધીરે. ૨૭

**વવા** જોને વાસુદેવ ટાળી તારો અહમેવ
કરી લે કાયર સેવ ઘટો ઘટ જાણી રે,
સાકર માંહે મીઠાશ એમ સહુમાં સમાસ
હરિનો જોની તું પાસ દાસની એંધાણી રે;

માંહેથી અંધારૂં જાય  સમ સહુમાં દેખાય
વિના બ્રહ્મ ન જણાય  જળ સ્થળ પ્રાણી રે,
ગુરૂજીનું જાય નાવ  બેસવાનો આવ્યો દાવ
રામો કહે તરી જવાય  સાહેરમાં પાણી રે. ૨૮

**શશા** શોધી લેને સંગ  અભાગી જો તારા ઢંગ
જૂઠી બાજી માંહે દંગ  આવ્યો ન વૈરાગ રે,
કર્મ તો કરયાં અનંત  અભાગી જાણે હું સંત
મહંત કહે મુવો ઠગ  ઘટમાં ન જાગ રે;
કામમાં કપાઈ મુવો  ઉપર અભાગી જુવો
ઠગવા ખોદાવ્યો કૂવો  વેશ કરી લાગ રે,
ધરી બેઠો બગ ધ્યાન  જટાજૂટ ભૂલ્યો ભાન
રામો કહે ભભૂત્તી રાન  લોભે લીધો રાગ રે. ૨૯

**સસા** કર સાચી પ્રીત  ભજી લે ભજ્યાની રીત
સ્થિર કરી તારૂં ચિત્ત  રહેની મહેરીપણમાં,
અમથો શું એદી થા  ભજવાની પાઠ હા
ભમરાળા સુખી થા  ઉડી જઈશ ક્ષણમાં;
જાય તારા અપરાધ  આમ ઓળખાવે સાધ
મટીને માયા વિષાદ  રખડમાં રણમાં,
હુંપદ હૈયેથી ટાળ  વાસનાનું મૂળ બાળ
રામો કહે ઉતાર ગાળ  હરિ વિના ભણ માં. ૩૦

**હહા** કરૂં હાવ ભાવ  ફરી નવ આવે દાવ
માની ભજ મુવા તારા  દીલમાં દીવાળી રે,
માયા જોત તું પતંગ  રાચ્યો શું આ ખોટે રંગ
કાયા તારી ક્ષણ ભંગ  પેટે લેમાં પાળી રે;
માટે મન મારૂં માન  સંતની સુણીલે કાન
રખડમાં રાનો રાન  ઘેર વનમાળી રે,
અરેરે અભાગી મન  સેવી લે તું સંત જન
રામો કહે માન મુવા  અંતે દેશે બાળી રે. ૩૧

**ળળા** રૂપૈયાને રાળ  તેમાં તેં ફોડ્યું કપાળ
રાત દીન તેની ઝાળ  બળી મુવો ભાઈ રે,
ફલાણાની મેડી માલ  ફલાણાની કેવી ચાલ
ફલાણાની ગત જુવો  ગુણ કેવા ગાય રે;
અભાગી આપે ખુટેલ  ફુટ રે હૈયા ફુટેલ
નુગરો રહ્યો નટેલ  કોણ કરે સાહ્ય રે,
હરિનું ન ધર્યું ધ્યાન સંતની ન સુણી કાન
રામો કહે થયો બેભાન  જનની શું જાયો રે. ૩૨

**ક્ષક્ષા** ક્ષણમાંહી મૂક  આદિ અંતની છે ચૂક
કોને કહેવું તારૂં દુઃખ  માની નહી મારી રે,
ભાવે તો ભજીલે ભાઈ  નહી તો ઉધાડી ખાઈ
અભાગિયા પડ માંહી  મરજી જે તારી રે;
સમજાવ્યો બહુ વાર  મૂઢ ન માની ગેમાર
તેથી નાખ્યાં હથીઆર  હાથથી વિસારી રે,
મેં જાણ્યું જે માને મારૂં  ભજન કરે તો સારૂં
રામો કહે મોઢું કાળું  ફાવી નહી કારી રે. ૩૩

**જ્ઞજ્ઞા** નહીં આવ્યું જ્ઞાન  કાલ તારૂં થાશે સ્નાન
સમજ્યો નહીં નાદાન  હવે ગયો હાલ્યો રે,
હાથે તું થયો હેરાણ  ધરમાં મંડાણી કાણ
અરે મુવા મોળો છાણ  ચોરાસીમાં માલ્યો રે;
અપરાધી એળે ગયો  લટક મેળમાં રહ્યો
જમ કહે દીયો દીયો  શ્વાન થઈ ચાલ્યો રે,
સમજ ન લાગી સોટી  હરિજીની માયા મોટી
રામો કહે ઝેરની ગોટી  ગાત્ર સુધાં ગાળ્યો રે. ૩૪

***************

ઉપદેશક કકો સંપૂર્ણ.

***************

## રમતારામ કૃત.

### કુંડળીઆ.

ગા મનવા ગોવિંદકું, અવર તજીકેં આશ;
સ્વાંતિ બુંદ ચાતક લહે, અવર ન જલ મન જાસ;
અવર ન જલ મન જાસ, સતી જ્યું એક પતીકું;
ત્યું મનવા ગોવિંદ, ગાય લે સંત ગતીકું;
કહે સુ રમતા રામ, શુદ્ધ કર ગાફલ ગંદું;
અવર તજિકે આશ, ગાયલે મન ગોવિંદું. ૧

મુખસે કહ્યો ન જાત હે, અનુભવકો આનંદ;
ગુંગેકું સ્વપ્ના ભયા, સમજ સમજ મન દંગ;
સમજ સમજ મન દંગ, નહીં દેખનકી દેખી;
તાસે કહ્યો ન જાત, ગુંગ બિન જીભ્યા પેખી;
કહે સુ રમતા રામ, રટો અરૂ રહો ન દુખસેં;
અનુભવકો આનંદ, જાત હે કહ્યો ન મુખસેં. ૨

સાહેબ સીતા નાથસેં, અરજી મેરી એક;
રામ રામ રટવો કરૂં, છુટે ન મેરી ટેક;
છુટે ન મેરી ટેક, દુ:ખ દેવેં નહિં માયા;
તપી સન્યાસી ભેખ, સબેકું જિન ભરમાયા;
કહે સુ રમતા રામ, ભાગવત પાઠી ગીતા;
અરજી મેરી એક, નાથ સાહેબસેં સીતા. ૩

રોગી જાવે રોગ જ્યું, સજીવન મૂરી ખાય;
મૂઢ નામ જપવો કરે, તો ભવ વ્યાધી જાય;
તો ભવ વ્યાધી જાય, ઓર કછુ બની ન આવે;
તીરથ વ્રત અરૂ જોગ, કલિમેં કિયો ન જાવે;
કહે સુ રમતા રામ, લાભ ઘર બેઠે લોગી;
સજીવન મૂરી ખાય, રોગ જાવે જ્યું રોગી. ૪

બેર બેર તોહી બંધવા, મીલે ન માનવ દેહ;
લખ ચોરાસી ફિરતમેં, પાયા ઉત્તમ ગેહ;
પાયા ઉત્તમ ગેહ, તાહી મત ધૂલ જમાવે;
બિના ધનીકા નામ, આપકી ગાંઠ ગુમાવે;
કહે સુ રમતા રામ, જપો અંતરમેં અંધવા;
મિલે ન માનવ દેહ, બેર બેર તોહી બંધવા. ૫

મૂરખ તું મેડક હુવા, અજગર તેરા કાલ;
એક પલકમેં મારહી, નહિં નામ બિન ન્યાલ;
નહિ નામ બિન ન્યાલ, સબેકું કથા સમજાવે;
બિના જાનવે બ્રહ્મ, કર્મકા ઠાઠ દિખાવે;
કહે સુ રમતા રામ, બીનાં પસ્તાસી ડેડક;
અજગર તેરા કાલ, હુવા મૂરખ તું મેડક. ૬

ખરકું મિસરી જો મિલે, ખાત ખાત મરજાય;
ત્યું મૂરખ નર મૂઢકું, કેશવ કથા ન ભાય;
કેશવ કથા નભાય, ઉલુક જ્યું દીનમેં અંધા;
માયા રેન અંધેર, રાચકે કીનાં ધંધા;
કહે સુ રમતા રામ, સાંપ સેવત નહિં ઘરકું;
ખાત ખાત મરજાય, મિલે જો મિસરી ખરકું. ૭

સાહેબ ઘરકે શ્વાન હમ, તજી લોકકિ લાજ;
રેવો ધની હજુરમેં, ઉદર ભરનકો કાજ;
ઉદર ભરનકો કાજ, દેત હર સીરી તાતી;
તામેં કર ગુજરાન, ભજું હર દિન અરૂ રાતી;
કહે સુ રમતા રામ, ધનીસેં રેવો ડરકે;
તજી લોકકી લાજ, શ્વાન હમ સાહેબ ઘરકે. ૮

પઢિકે વિદ્યા પારસી, બોત હુવા વાચાલ;
રહ્યા કાલકી ઓટમેં, દેખો માયા જાલ;
દેખો માયા જાલ, મોહકા ભારી મહિમાં;

કેસવ ધરે ન કાન, કર્મકી રહી ન સીમા;
કહે સુ રમતા રામ, રૂદે ન આવત જડકે;
બોત હુવા વાચાલ, પારસી વિદ્યા પડકે. ૯

સાહેબ સીતા નાથકી, મુખસેં કહી ન જાત;
દયા દાસકી ઉપરે, રાખત જ્યોં રઘુનાથ;
રાખત જ્યોં રઘુનાથ, કર્મકી કછુ ન દેખે;
આરત આયો શરણ, તાહી સબ સમ કરિ લેખે;
કહે સુ રમતા રામ, ભજન કર મેરે મીતા;
મુખસેં કહી ન જાત, નાથ સાહેબ કી સીતા. ૧૦

બ્રહ્મ બ્રહ્મ બકતા ફીરે, વિદ્યા કે અભિમાન;
સબ ઘટ સાંઈ એક હેં, ઊંચ નીચ પરવાન;
ઊંચ નીચ પરવાન, શ્વાનરી નાહી દષ્ટી;
જમ મારેગા લાત, તબે તું હોસી કષ્ટી;
કહે સુ રમતા રામ, ભજન કર ગુરૂ સત વક્તા;
વિદ્યા કે અભિમાન, ફિરત હે બ્રહ્મ બ્રહ્મ બક્તા. ૧૧

રાચત માયા રંગમે, મન તોહી કછુ ન બીક;
રાઈ રાઈ કા માંગસી, જબ લેખા તબ નીક;
જબ લેખા તબ નીક, ઉતર કા દેસી અંધા;
કબુ ન મુખસે રામ, કીયા સતગુરૂ ન બંદા;
કહે સુ રમતા રામ, કપુતા કુલ બીગોયા;
મન તોહી કછુ ન બીક, રંગમે રાચ્યત માયા. ૧૨

કાયરકા નહીં કામ હે, સાહેબકે દરબાર;
શૂરવીર એકઈ ભલા, કાયર બુરા હજાર;
કાયર બુરા હજાર, કબુ સનમુખ નહી જાવે;
ધન્ય સોહી શૂરવીર, સાહેબકે હજુર રહાવે;
કહે સુ રમતારામ, બીના સાંમત કયું ફાવે;
સાહેબકે દરબાર, કાયર કછુ કામ ન આવે. ૧૩

મૂરખ માયા મોહમે, રખી ન ઉર કછુ ત્રાસ;
તન મન અપના અરપીકે, હુવા ન હરિકા દાસ;
હુવા ન હરિકા દાસ, મૂરખ તું લંપટ કામી;
કરી ન સતગરૂ સેવ, છોડ પાખંડ હરામી;
કહે સુ રમતા રામ, પ્રાન છુટે પછતાયા;
રખી ન મન કછુ ત્રાસ, મોહમે મૂરખ માયા. ૨૦૩

મે બંદા સાહેબકા, હરસે રહું હુશિયાર;
જમ નેરે આવે નહીં, તાહી હટાઉં માર;
તાહી હટાવું માર, નામસે નેરા નાવે;
માગુ મોપ હિસાબ, લગુંમે ઉલટા દાવે;
કહે સુ રમતા રામ, નામસે છોડયા ફંદા;
હરસે રહું હજુર, સાહેબકા મે હું બંદા. ૨૦૪

સાહબસે સચા રહો, હરસે રહો હુલાસ;
રામ નામ જપવે કરો, રખો ન જમકી ત્રાસ;
રખો ન જમકી ત્રાસ, નામસે નેરા નાવે;
સેવો શ્રીગુરૂ ચરન, આપ પર કહ્યા ન જાવે;
કહે સુ રમતા રામ, કહે સો કબુ ન કચા;
હરસે રહો હુલાસ, રહોં સાહેબસે સચા. ૨૦૫

ઓરનકી નિંદા કરે, આપનકી નહી સુજ;
હે મનવા વા મૂર્ખકું, કેસા કહું અબુઝ;
કેસા કહું અબુઝ, કહું ઊંચા કે નીચા;
બિન જાને નર અંધ, ધોતહે કાપડ કીચા;
કહે સુ રમતા રામ, ભજન બિન લીંના ફંદા;
નહી આપનકી સુજ, કરે ઓરનકી નિંદા. ૨૦૬

મનવા તોકું મે કહું, હર ભજ બેર હજાર;
જો મેરી નાહીં માનસી, તો ખાસી જમ માર;
તો ખાસી જમ માર, અંતમે તવ પસ્તાસી;

તાતે બેર હજાર, કહું ગાફલ નહીં ગાસી;
કહે સુ રમતા રામ, ભજન બિન હાંસી જનના;
હરિ ભજ બેર હજાર, કહુંમે તોકું મનવા. ૨૦૭

મૂરખ માયા કોનકી, તાહી સુમરલે આપ;
લટકત ધામા ધુમસેં, છાંડી હરકા જાપ;
છાંડી હરકા જાપ, મૂરખ મન સુમરી માયા,
હીરા ફેંક બજાર, કાંચમે ક્યું ભરમાયા;
કહે સુ રમતા રામ, ભજનકા અવસર આયા;
તાહી સુમરલે જીવ, કોનકી મૂરખ માયા. ૨૦૮

કહા જગતમે રાચવો, કહા લોગસે પ્રીત,
માત પિતા જુવતી સબે, સ્વારથ કારન મીત;
સ્વારથ કારન મીત, પ્રીત દમડીકી ભાઈ;
મૂરખ હરિકું છાંડ, જુઠમે રહે લુભાઈ;
કહે સુ રમતા રામ, નામ અરૂ ભાવ ભગતમે;
કહા લોગસે પ્રીત, રાચવો કહા જગતમે. ૨૦૯

ગાફલ ગંગા નાહાયકે, જમુના ગયા જરૂર;
ચાર ધામ તું પરસકે, મન હુવા મગરૂર;
મન હુવા મગરૂર, કબૅ ગોવિંદ ન ગાયા,
વારવાર ચતુરાઈ, કરીકે છાંડી કાયા;
કહે સુ રમતા રામ, નામ બિન મુવા કઢંગા;
જમુના ગયા જરૂર, નાયકે ગાફલ ગંગા. ૨૧૦

તેરી મેરી કરતમેં, બીગડયા તેરા કામ;
એ ચટકા દિન ચારકા, તે કબુ ન સુમર્યા રામ;
કબુ ન સુમર્યા રામ, કાલ તોહી નેરે આયા;
ગાફલ મન ગોવિંદ, અંત લગ હરિ ન ગાયા;
કહે સુ રમતા રામ, દેખ હરદય લે હેરી;
બિગડયા તેરા કામ, કરતમે તેરી મેરી. ૨૧૧

આતુર ચિંતા હોત હે, મૂરખ નહીં બિચાર;
આયા અવસર જાત હે, ધન તનમે લાચાર;
ધન તનમે લાચાર, ફીરત નર ઘર ઘર પાજી;
કહા કહું કિરતાર, અજબ અરપી હરિ બાજી;
કહે સુ રમતા રામ, ભજન મન રેનાં આતુર;
મૂરખ નહીં બિચાર, હોતહે ચિંતા આતુર. ૨૧૨

રટવો રાધે શામકો, હોત ન બીનું સતસંગ;
જ્ઞાન ગુરૂ બીન ના મીલે, બિન હર જટા ન ગંગ;
બિન હર જટા ન ગંગ, અવની પર આવત કેસી;
બિન ભાગીરથ શિષ્ય, પ્રસન્ન બિન કાકું દેસી;
કહે સુ રમતા રામ, બ્રહ્મ સંગત મે ખટવો;
હોત ન બિનું સતસંગ, સ્યામ રાધેકો રટવો. ૨૧૩

શ્રીગુરૂ તન મન અરપીકે, ધર મન ધારણ ધીર;
બીગડ્યા કાજ સુધારહીં, કૃપા સિંધું રઘુવીર;
કૃપા સિંધું રઘુવીર, કૃપાસેં ભવ ભય જાવે;
કર સંપત કુરબાન, છોડ વેઈ ભટકત આવે;
કહે સુ રમતા રામ, રખડ મત માયા બનબન;
ધર મન ધારણ ધીર, અરપીકેં શ્રીગુરૂ તન મન. ૨૧૪

મન સુવા તન પીંજરા, માહીં કરત બિચાર;
એક વાર છુટું સહી, તો પડું ન દુજી વાર;
પડું ન દુજી વાર, બંધ્યો મેં મોહોકે ફાસા;
બિનાં મંત માર્જન, છુટે ના બંધન ખાસા;
કહે સુ રમતા રામ, સતગુરૂ ભગ ન ભુવા;
માહીં કરત બિચાર, પીંજરા તન મન સુવા. ૨૧૫

દુરમત દુબધા લાલસા, સંત શરણ નહીં ધ્યાન;
વાકા સંગ ન કીજિયે, અપની હોત હેરાન;
અપની હોત હેરાન, ભજનમે પાડત ભંગા;

હરિ ગુરૂ અંતર હોત, દુષ્ટ તજ જાન ભુજંગા;
કહે સુ રમતા રામ, ખોયમત અપની હુરમત;
સંત ચરન નહીં ધ્યાન, લાલસા દુબધા દુરમત. ૨૧૬

સંતનકી મહિમા હરિ, મુખસે કહે બનાય;
જીન તન મન ધન અરપીકે, રહે ભજન લવલાય;
રહે ભજન લવલાય, આશ કછુ અવર ન જીનકી;
યું કહત શ્રીહરિ રાય, લગ્યો મેં લાલચ તીનકી;
કહે સુ રમતા રામ, ભજ્જે ભય જાય અરી;
મુખસેં કહે બનાય, સંતનકી મહીમા હરી. ૨૧૭

મુરખ જગમે આયકે, સાધન કિયા ન કોય;
બાલ યુવા દો બીતકે, અબ તું બુઢા હોય;
અબ તું બુઢા હોય, કાલ તોહી નેરે આવે;
કિયા ન તરન ઉપાવ, ભજન બીન જમ ડરાવે;
કહે સુ રમતા રામ, નામ મત છોડ અરાધન;
કીયા ન મુરખ કોય, આયકે જગમે સાધન. ૨૧૮

રામા સબ સંગત કરી, દેખ્યા સબકા જ્ઞાન;
અપને અપને મતલબી, નહીં ધનીકા ધ્યાન;
નહીં ધનીકા ધ્યાનં, નહીં આરત હે તેરી;
દેખ્યા ઢંગ અનેક, સબી સંતનકા બેરી;
કહે સુ રમતા રામ, નામ બીન ધુમસ ધામા;
દેખ્યા સબકા જ્ઞાન, કરી સબ સંગત રામા. ૨૧૯.

માયા મેરે રામકી, સબકું લેતી લૂટ;
જોર કીસીકા ના ચલે, જ્ઞાન ધ્યાન સબ છુટ;
ગ્યાન ધ્યાન સબ છુટ, જાત બિન રઘુવર દાયા;
ભજ ભૂધર ધર ભાવ, નામસેં ડરપત માયા;
કહે સુ રમતા રામ, ભજ્જો અવસર અસ પાયા;
સબકું લેતી લૂટ, રામ મેરેકી માયા. ૨૨૦

સંત દરશકી લાલસા, જાકે મનમેં હોય;
કાલ તાહીસે કંપીકે, દિલમે અપને રોય;
દીલમેં અપને રોય, અજા જ્યું દેખે સિંગા;
બહુ મારનકી બીક, દેખકે ડરે અભંગા;
કહે સુ રમતા રામ, કથામે કહી પરસકી;
જાકે મનમે હોય, લાલસા સંત દરશકી. ૨૨૧

---

## રમતારામકૃત સવૈયા.

નુગરા નકટા બાસ કમલકી કીંગા માફક કયું લેવે,
છોડ સર્બે જંજાલ પટક દે નામ નારાયણ કયું ખોવે;
દિલકી દુબધા દુરી રાહાવે અંત રામમય રટલાવે,
રમતા રામ ફકીરા સાંચી તબેં જનમકા ભય જાવે. ૧
ભય જાવે તું ભજન કરી લે આપ આપકી સમજાવે,
મન મોહનકી રાખ મનુમે અંત માર તું નહીં ખાવે;
ધર્મ રાય તોહી દંડ ન માગે ફેર ચોરાસી કયું જાવે,
રમતા રામ ફકીરા સાંચી જનમ જનમકી બની આવે. ૨
બની આવે તું આપ બના લે શરણુ ગુરૂ સતકી ફાવે,
અંતર જામી દેખ આપમે ફેર નહીં આવે જાવે;
સ્વર્ગ નરકકી જાય ભરમનાં દિલમેં દુબધા કયું રાહાવે,
રમતા રામ ફકીરા સાંચી અનભય પદ તવ તું પાવે. ૩
અનભય પદકું દેખ આપમે જુઠી એ જગકી બાજી,
રટણ કરી લે સત સાંઇકા નહીં તો પછતાસી પાજી;
પંડિતાઈ ચલે પંથમે બાટનમે રોવે કાજી,
રમતા રામ ફકીરા સાંચી સાહેબ સુમરનસે રાજી. ૪
સાહેબ રાજી સુમરનસે તેં નામ ધનીકા નહીં બોયા,
જમદુતાંને માર ચલાઈ કાન ફુટી જબ તું રોયા;

કામ ભોગકી લાલચ્ય દિલમેં જગ ચિંતાસે ના સોયા,
રમતા રામ ફકીરા સાંચી અંતકાલમે ભર રોયા. ૫
ભર રોયા વાં રાખનહારા રામ બીનાં કોઈ નાહીં,
આપ આપકી અંત સમેમેં ધરી નહીં તો પછતાઈ;
માલ ખજીના છોડ ચલેગા દેખ સબેં બાદ્દલ છાંઈ,
રમતા રામ ફકીરા સાંચી ક્યા લાયા કયા લે જાઈ. ૬
કયા લાયા કયા લે જાવેગા મૂરખ મનમે દેખ બિચાર,
હર સુમરનકી સુજ ન કીંની ગાફલ મનમે રહ્યા ગમાર;
જાન પિછાન કરી નહીં હરિકી અબ ખાસી જમહુકા માર,
રમતા રામ ફકીરા સાંચી હે મૂરખ તું બિનાં બિચાર. ૭
બિનાં બિચારે ગાફલ ગંદા મર્મ ન જાન્યા મૂઢ ગમાર,
સાહેબ સેવા કછુ ન કીની કથની બકની બહુ પ્રકાર;
કુટુંબ કબીલે મૂરખ મોહ્યા જાન બીનાં સ્વપના સંસાર,
રમતા રામ ફકીરા સાંચી કહી ન માની બેર હજાર. ૮
બેર હજાર કહી મેં મૂરખ તેં એકો કછુ ધરી ન કાન,
ભજ્યા નહીં ભગવંત હરિ હર હે બંદા મૂરખ નાદાન;
જુઠી બાજી મોહ્યા પાજી તામે કછૂ ન લીની સાંન,
રમતા રામ ફકીરા સાંચી આપેઈ આપ હુવા હેરાન. ૯
હેરાન હુવા મન ગાંફલ ગંદા અબતો ભજલે સીતારામ,
બાલપના ખેલનમેં ખોયા તરૂનપના નાચનમે કામ;
વૃદ્ધપનેમેં ચિંતા લાગી આયા અવસર ગયા તમામ,
રમતા રામ ફકીરા સાંચી હરિ દ્રોહિકા કોન જમાન. ૧૦
જમાન નહી કોઉ હરિ દ્રોહિકા તિન લોકમેં કરો તપાસ,
ઈંદ્ર સુત અપરાધી વાકું પૂછ કરો સબ સંશય નાશ;
દુરજોધન રાવનકી સુનિયે હરિ ભજે સો હરકા દાસ,
રમતા રામ ફકીરા સાંચી જાને હરકી લાગી જાસ. ૧૧
જાકું લાગી વાહી જાને ઓર ન જાને હરકી રીત,
બાંઝ બિચારી કછુ ન જાને પુત્રવંતી સબ સમજે ચિત્ત;

હરકા દાસ હરીકું જાને બિના દાસ નહીં જાને હીત,
રમતા રામ ફકીરા સાંચી જાકું જેસી લાગી ચિત્ત. ૧૨
જાકું ચિત્તમેં જેસી લાગી લગા કલેજે તેસા ઘાવ,
પતિબંતાકું એક પતિ હે ઓર નારિકું દાવે દાવ;
જગત ભક્તકી એસી જાનો એ દોનુંકા ભિન્ન સ્વભાવ,
રમતા રામ ફકીરા સાંચી હરિ બિનાં કોઉ પાર ન પાવ. ૧૩
પાર ન પાવે હરિ બિના કોઉ હે મૂરખ સમજો નાદાન,
ઊંચી મેડી માલ ખજીના મગરૂરીમેં તું મસ્તાન;
બડે બડે અહંકારી જોધા જરાસંધ રાવણકી જાન,
રમતા રામ ફકીરા સાંચી દુરજોધનકી તોડી સાન. ૧૪
દુરજોધનકી સાન ગઈ ઓર કંસ રાયકા પકડ્યા કેસ,
માર કિયા અકચૂર સાંઈને ઉગ્રસેનકું અરપ્યા ભેષ;
તાકી આગે મૂરખ મંદા કોન ભાર તું પેખ હંમેશ,
રમતા રામ ફકીરા સાંચી છોડ ભજન કર મનકા રેસ. ૧૫
રેસ છોડ મન રામ રટી લે દેખ દિલુંમેં હોજા દંગ,
મગરૂરી મૂરખ નહીં કરના રિધ સિધ તેરી ચલે ન સંગ;
રોગ દોષ સબ તેરા જાવે રામ રટીલે નાહાલે ગંગ,
રમતા રામ ફકીરા સાંચી અમર નામસે તુંહી અભંગ. ૧૬
અભંગ તું અલખેલ પિયાસે લગી લગાઈ રખલે પ્રીત,
રામ નામકા સુમરન કરલે ઓર તજી સબ ઉલટી રીત;
ગડબડ જ્ઞાન ગ્રંથ મત માને રામ નામ બિન બિગડે ચિત્ત,
રમતા રામ ફકીરા સાંચી એક નામસે જુગમે જીત. ૧૭
જુગમે જીત્યા જગ્ન ન કીના તીરથ વ્રતકી રહી ન ઠીક,
તીન લોકમે તત્વ પિછાન્યા કાલ જમુકું જાકી બીક;
સોહી નામ સાહેબકા સુમરૂં ઓર કછુ લાગે ના નીક,
રમતા રામ ફકીરા સાંચી બેદ પુરાન પુકારે નીત. ૧૮
બેદ પુરાન પુકારે નિશદિન પાર નામકા નહીં પાયા,
શેષ મહેશા રામ રટે નિત પાર કહા જનની જાયા;

બડે બડેકી બાની થાકી ભક્ત ભાવ સબ દીખલાયા,
રમતા રામ ફકીરા સાંચી જ્યું મન આયા ત્યું ગાયા. ૧૯
ત્યું ગાયા જ્યું મનમે આયા આદ અંતકી કહી ન જાય,
સાત સાયરકા પાર ન પાયા મુંગી કયા મનમે પછતાય;
હે મન મૂઢા માન હમેરી હરિદાસકું કાલ ન ખાય,
રમતા રામ ફકીરા સાંચી રામ નામકા એ મહિમાય. ૨૦
એ મહિમા હે રામ નામકા રાઘવ રટલે શ્વાસ ઉસાસ,
જુગમે હાની જાન બરાબર નહીં રટનકી હરકાદાસ;
છોડ સબે જંજાલ જગતકા કલિ કાલમે કરી પ્રકાશ,
રમતા રામ ફકીરા સાંચી હુકમ ધનીકા માનો ખાસ. ૨૧
ખાસ માન મન હુકમ ધનીકા ઓર આશાસે રહે નિરાશ,
સાત દિનાંકી શંકા રેવે સિંહા કબહું ન ખાવે ઘાસ;
ઓર ચાહ નહીં કરત બપૈયા સ્વાંત બુંદ બિન જલ નહી જાસ,
રમતા રામ ફકીરા સાંચી ત્યું જાનીજે હરિકો દાસ. ૨૨
દાસ બરાબર તીન લોકમે નહીં દેખ્યા મે દીલ ઉદાર,
સંપત સાચી રિધ સિધ કાચી મનમય એક સોન અરૂ ગાર;
દેખ દિવાના દાસ સેવ કર તીન લોકસે કયા તકરાર,
રમતા રામ ફકીરા સાંચી આપ મનમેં રેના હુશિયાર. ૨૩
હુશિયારીસે હર દરશનકું ધીર પકડકે ધા નાદાન,
પ્રેમ કટારી લગે પેટમે જાવે સુધ બુધ રહે ન સાન;
જડી બૂટીકા જોર ન ચાલે મનકી મનમેં લેવે માન,
રમતા રામ ફકીરા સાંચી ગુંગા ગુડ કયા કરે બખાન. ૨૪
કરે બખાના ગુંગા ગુડકી મુખસેં કછુ કહી ના જાત,
બિન જીભ્યા રસ રામ પિયા સોઈ ઓરનકું દેખી પછતાત;
જાવે અપના સતગરૂ પાસા સો દેખે અપના સાક્ષાત,
રમતા રામ ફકીરા સાંચી તુરીયાતીત ન બોલે બાત. ૨૫
બાત ન બોલે અંતર ખોલે આપ આપમેં સમજે શૂન્ય,
જલ થલમે હરિ એક દિખાવે બિના રામ કછુ રહે ન ન્યૂન;

એક તાર આપનમે આપા દેખ અલખરી ઉઠે ધૂન,
રમતા રામ ફકીરા સાંચી જીન દેખો તીન પકડી મૂન. ૨૬
મૌન પકડ કર મનકું માર્યા તન ઈંદ્રી સબ દીની ઝોંક,
સાંઈ ઝરૂખે આપઈ પોતા જાં ઓરનકી લગે ન બીક;
આપે આપહી અલખ બિરાજે દેખ્યા ઓહી ઠિકાના ઠીક,
રમતા રામ ફકીરા સાંચી ગુરૂ બતાઈ નીકા નીક. ૨૭
નીકા નીક બતાઈ ગુરૂને અપના ઘરકું આપ પાયા,
સતગરૂ મેર કરી મુજ ઉપર હુકમ ધનીકા ફરમાયા;
મેહેર કરી જબ મહેરમ પાયા દિલકી દે દિની દાયા,
રમતા રામ ફકીરા સાંચી સકલ એકમે દિખલાયા. ૨૮
દિખલાયા તો દિલકી અંદર ઓર ભટકસે નહીં પાયા,
સલામ મેરા સાહેબકું આપ પુરી કર લઈ મન ભાયા;
ઓર બાત સબ છોડી બંદા રામ રામ જો રટલાયા,
રમતા રામ ફકીરા સાંચી કાલ કબુદ્ધિ પછતાયા. ૨૯
કાલ કબુદ્ધિ પછતાયા તો રામ નામ તું સુનલે કાન,
જા તું અપના પાસ ગુરાંકી હરિ ગુરૂ કર એક સમાન;
જરા મરનકી ધાક ન લાગે કાલ કટે જબસેં નાદાન,
રમતા રામ ફકીરા સાંચી સાહેબ સુમરન ધરલે કાન. ૩૦

---

## મૂળજી ભક્તકૃત.

### પદ ૧.

આરતી કીજે સીયા રામ ચંદ્રજુકી, જનકસુતા સીયા રઘુવરકી; આ.
ભરથ શત્રુઘન ચમર ઢારે, લછમન ઝારી ભરી ચરન ન નેરે; આ.
કપૂરકી બાતી કનક થાર લાવે, સબહી મિલી તહાં મંગલ ગાવે; આ.
સુરીનર મુનિજન જાકું ધ્યાનમે ધારે, માતા કોશલ્યા વાકી
આરતી ઉતારે; આ.
સબહી સખા ચરનન ઉર ધારે, ભૂસુર વૃંદ મીલી જયજય પુકારે; આ.
અવધપુરમેં આનંદ બધાઈ, ગુરૂ પ્રતાપે મૂળ ગુન ગાઈ, આ.

## પદ ૨.

### અથ ધુન લખી છે.

જય મનમોહનલાલ સાર કીજે સેવકની, અબળાના પ્રતિપાલ. જય.
નિરગુન બ્રહ્મ સગુન શોભે, અજબ બને અવિનાશી;
પૂરન બ્રહ્મ પુરૂષોત્તમ, દેખો ભયે બ્રજબાસી. જય.
પૂરન પુન્ય જાકે ઘેર પધારે, સગુન સુખકારી,
અહોનિશ રાસ રચ્યો હે, વિનતા બ્રજનારી. જય.
સુરમુની જાકો ધ્યાન ધરત હે, ગોકુલ આયે ગિરિધારી;
નંદકી ધેન ચરાવે, માસી પુતનાકું મારી. જય.
ચાર મુક્તિ જાકે ચરનનકી, દાસી નવનિધ શોભે સારી;
મોર મુકટ શિર સોહે, શંખ ચક્ર ધારી. જય.
નંદ જશોદાજી આરતી ઉતારે, નિરખે બ્રજનારી;
મૂળ કહે દોઊ કર જોડી, પલ પલ બલિહારી. જય.

## પદ ૩. કીર્ત્તન રાગ કાનડો.

સતગુરૂ સંત સદા સુખ કારી, છે સતગુરૂ સંત સદા સુખકારી; સતગુરૂ,
મનક્રમ વચને માન મેલીને, ચરણે આવે જે કોઈ નર નારી;
જ્ઞાન દઈકે ગર્વ મિટાવે, ભવ સાગરતે લેત ઊગારી. સતગુરૂ.
ધ્યાન ધીરપ દેવે સબકું, બાત કહત મરમ બિચારી;
જેસે પરસ હોત પારસકું, કંચન કરત લોહ મિટારી. સતગુરૂ.
સત સંગ રૂપી નાવ સદા હે, જન કોઈ બેસે નિશ્ચે ધારી,
પ્રેમ જુગતસુ પાર ઉતારે, કર્મકો બીજ દેવે સબ જારી. સતગુરૂ.
ચેતી લે તું હે મન મૂઢ, બેદ પુરાન સબ કહત પૂકારી;
મૂળ કહે મરમ કોઉક જાનત, સતગુરૂ ચરન રખે ઉર ધારી. સતગુરૂ.

## પદ ૪. રાગ ઉપરનો.

હે મન મોહન તેં પરવારી, તે પરવારી સદા સુખકારી, હે.
કરગરીકે કહેત દેખો હમ આજી, અબ તેં શિખાવન માનો હમેરી;
દૂર ખેલન મત જાઓ મેરે પ્યારે, અબહી લઘુમતિહે દેખો તેરી. હે.

અપને અહીરકેની અલખ ન કીજે,જુઠાહી આલીંભા લાવે બ્રજનારી.
સબહી સખી મિલી મતોહી કીને, બ્રખુભાનકી તનીયા ધુતારી. હે.
આનહી તેડી સબ અંગનેમે આવે, કહેતહી હમકું દેખાઓ મોરારી;
હમરો દધી દેખો સહી ચુરાયો, એસે કરી ગોપી સબહી પુકારી. હે.
બાલક મેરો પલને ઝૂલત હે, એસે કરી કહે મહતારી;
મૂળ કહે મે શોભા સઈ બરનું, નિતહી ચરન રાખો તુંહારી. હે.

## પદ ૫. રાગ આસાવરી.

સુનો નંદલાલ અરજી હમેરી, અરજી હમેરી ચરન આઈ તેરી; સુનો.
અબકી બેર અંતર નવ કીજે, દીજે દરશાન મેં હું દાસી તીહારી;
અંતર જામી ઈતની સુની લીજે, જો તુમ બાત માનો હમેરી. સુનો.
નીચી કહો મે નહીં જાઊ નેરી, પતિવ્રતા નાર મે પ્રિયા તેરી;
ચંચલ છેલ છુપ્યા નહીં છુટો, સનમુખ દરશાન દીજે મોરારી. સુનો.
અમેં બ્રજનારી અવર નહીં રાચું, તન મન ધન તમ પરવારી;
મોહ મદ કામ નિકટ નહી જાકું રે, પ્રાનપતિ સદા સુખકારી. સુનો.
સમજ વીનાં સુખ કેસોરી લીજે,અરક બીના જેસે રેન અંધારી;
મૂળ કહે મરમ કોઈક જાને, શામ સંગ રમે રાધે પ્યારી. સુનો.

## પદ ૬. રાગઊપરનો.

નાથ નોધારા મ જાઓ મેલી, મજાઓ મેલી મ જાઓ મેલી; નાથ.
આરે સંસારનાં સુખ નવ ભાવે, અંત સમે દેખો નહીં કોઈ બેલી;
દુનીયા દિવાની દેખી સ્વપ્ન સંસાર, જાની ભઈ હે મે ઘેલી. નાથ.
મમુતાકો નિર ભર્યો હે ભારી, ઝૂમ ચલી મધ્ય રેતહે એલી;
વારી સુકયા પીછે કેસેઈ જીવે, દૂરી પરે જયમ બનકી રે બેલી. નાથ.
અમે બ્રજનારી વાલા સંગ રહીયે,મનમોહનજી સું બાંધીરે બેલી;
મૂલ કહે મેહેરમ મોંઘા ન થાયે,મેર કરી આવો સનમુખ ચાલી. નાથ.

## પદ ૭. રાગકલ્યાણ.

સમજી લે સતગુરૂકી સમશ્યા, બેર બેર કહું ભાઈ,
જો સુમજ્યા સો જુગ જુગ જીત્યા, સેજે પરમપદ પાઈ. સમજી.

જ઼ે ઘરતે રહેતે આ પ્રાણી, તો ઘર દેત બતાઈ;
પાંચ પચીશ પીડે નહીં કબહુ, આપુ દેવે બિસરાઈ. સમજી.
સંસાર સ્વપનકો શોષ મીટાવે, એક અદ્વૈત હો જાઈ;
આપન માંહી આપ બતાવે, વામેં સંશય નાહીં. સમજી.
મે તું તહાં નહીં કાલને, ક્રમ જે સદા સુખ દાઈ;
ત્રિગુનાતીત રહે નર સદા, જેણે ગુરૂ ગમ પાઈ. સમજી.
સો સુખ સંત મહંત જાને, મુખસેં બરન્યો ન જાઈ;
મૂળ કહે મગન હોઈ રેવે, જ્યું ગુંગે ગુડ ખાઈ. સમજી.

## પદ ૮. રાગ ઊપરનો.

સોઈ સત ગુરૂકી સંગત કરી લે, આપ દેવે ઓલખાઈ;
જીવ શિવકો સંશય મીટાવે, આવા ગવન મીટ જાઈ. સોઈ.
આ અવસર ભાઈ ફેર ન આવે, જો તું સમજી મન માહીં;
અસતકો સંગ કરો મત કબહી, ફેર નરક લે જાઈ. સોઈ.
આપ ભુલો ને ઓર ભુલાવે, કરમ ભરમ બતાઈ;
નીચ કરમ તો નિતહીં કરાવે, અપની કરત બડાઈ. સોઈ.
મતહી પંથકો ફાંસ બનાયો, તામે મત રે બંધાઈ;
ત્રિગુનાતીત તું સાન સમજ લે, વાં કછુ મત પંથ નાંહી. સોઈ.
આલ પંપાલ તું અલગા કરીને, નિજ ઘર લે તું લખાઈ;
મૂલ સમજ બીનાં પાર ન પાવે, નિગમ કહે નિત ગાઈ. સોઈ.

## પદ ૯. રાગ ઊપરનો.

આ અવસર તો ફેર ન આવે, રામ ભજીલે ભાઈ;
દારા સુત વિત્ત મેરો કરી જાન્યો, તામે રહ્યો લલચાઈ. આ
ગુરૂ પિતાકો બચન ન માને, આપ સ્વારથ ઘોરી જાઈ;
દામ ચાંમમેં ચિત્ત લગ્યો હે, એળે જનમ ગુમાઈ. આ.
સત સંગતમેં પલ નહીં બેસે, ઊંઘે કાં ઊઠ જાઈ;
રંગ ભોગમેં રચી પચી રેવે, જુવતી સંગ સુખદાઈ. આ.

પશુની પેરે તેં પેટ ભર્યો, શ્યામ સુધી નવ પાઈ;
અવિદ્યાકો તેરો અંગ બણ્યો હે, કૃષ્ણ કથા નવ ગાઈ. આ.
જો તું સમજે તો સત સંગ કરલે, સંત સદા સુખ દાઈ;
મૂળ કહે મહિમા કહા બરનું, નિગમ કહે નિત ગાઈ. આ.

## પદ ૧૦. રાગ ઊપરનો.

ગરબ ન કર ગાફલ તું, પીછેં મન પછતાઈ;
કાયા માયા તેરે સંગ ન ચાલે, લેની હરિગુન ગાઈ. ગરબ.
હાડ ચાંમકો તેરો દેહ બણ્યો હે, માંસકી રચના મુખમાંહીં;
મળ મૂત્ર માંહી ભરયો હે, તામે મતિ લલચાઈ. ગરબ.
માત પિતા પૂત્ર ને પત્ની, સગાં કુટુંબ સુખ દાઈ;
અંત કાલે કોઈ સંગ ન ચાલે, રાગ દ્વેષ દુઃખ દાઈ. ગરબ.
માંડ કરીને માયા મીલી, દેશ પરદેશ જાઈ;
મુવા પછી મણીઝર હોઈ ફૂરે, સંગ કેને નવ જાઈ. ગરબ.
સબકું તજી સાહેબકું ભજી લે, જા મે સંશય નાહીં;
મૂળ કહે અવસર માંડ મીલ્યો હે, ચેતીલે સુખ દાઈ. ગરબ.

## પદ ૧૧. (રાગ આસાવરી.)

વાલાજીરે અરજી સુણો અલબેલા અમારી,અમને આશા તમારીરે;
અમે વૃજનારી અવર નહી રાચું, નેણે નિરખ્યા ગિરધારીરે. અરજી.
મથુરાંમાં જઈ કુબજા સંગ મોહ્યા, કંસ તણી જે દાસી રે;
બાલપણામાં અમે કંઈ નહી જાણ્યું, અમને મેલી જશો નાસીરે. અ.
નાથ નોધારાં મેલી નવ જાએ, તન મન રહ્યાં તમ પાસે રે;
માથે રે મહીડાં તમારા નીકાં, રેહેવું આહીરડાને વાસે રે. અરજી.
કામકાજ અમને કાંઈ નવ સૂજે, ગુણ ગોવિંદના ગાએ રે;
તન મન સર્વે શામ સંગાતે, એરે વેચે ત્યાં વેચાએ રે. અરજી.
નેણ થકી હું નિશદિન નિરખું, અધ ઘડી અળગા ન મેલું રે;
મૂળ કહે મુજપર કૃપા કરી જે, શામ સંગાતે નિત ખેલું રે. અરજી.

## પદ ૧૨. રાગ ઉપર પ્રમાણે.

વાલાજીરે આજ મારે વાલે સામું જોયું,કરૂણા કરી કૃષ્ણ કાળે રે;
રંગ ભરી અમને રાસ રમાડ્યાં, ગાઈ તણે ગોવાલે રે. આજ.
દયા કરીને અમને દરશન દિધાં, મોરલીએ મન હરિ લીધાં રે;
સર્વે સખી સંગ રાસ રમ્યાં, વાલા સંગ પ્રેમ રસ પિધા રે. આજ.
નેણ ઠર્યાં મારાં નાથને નિરખી, મન ડુલું રહી હરખી રે;
અતિશે આનંદ વાધ્યો મારા અંગમાં,શામ સંગાતે થઈ સુખી રે.આજ.
કરૂણા દષ્ટિ મારે કેશવ કેરી, અવર સિદ્ધી નહી માગું રે;
મુક્તિ પદારથ સેજે રે પામી, અજ્ઞાન તિમિર ભાગું રે. આજ.
મન ગમતા મોહન વર પામી, તૃષ્ણા તૃપ્ત થઈ તે મારે રે;
મૂળ કહે સમજ્યા સોઈ સંત જાણે, વિઠ્ઠલ વરનો મહિમા રે. આજ.

## પદ ૧૩. રાગ ઉપર પ્રમાણે.

વાલાજીરે જો ભવ સાગર તરવા ઈછો, જતને સું ઝાઝ હકારો રે;
શુભ મારગ જોઈ જતને શું ચાલો, સામે પાર ઉતારો રે. જો ભવ.
કામ ક્રોધ દોઊ ડુંગર મોટા, તે થકી દુરા રહીજે રે;
જો અટકે તો અધવચ્ચ રાખે, કારજ કોઈ નવ સિધે રે. જો ભવ.
મોહ મદ માંહી મત્સર ભારી, ઈર્ષ્યા કાતરણી છે કરડી રે;
તાકો સંગ તજીનેરે ચાલો નહી તો, ભવસાગર જાશો ઢરડી રે. જો.
ગુરૂ ગમ જ્ઞાન ધ્રુવ નિશ્ચલ, નેહું પોંચો પાર આરાધી રે;
ચેતન ખારવો સોઈ દશેં ચાલે, સુરતીની સઢ બાંધી રે; જો ભવ.
હાણ વૃદ્ધિ નહી હરખ સંતાપા, સો કેમ બુડે ભવ વારી રે;
મૂળ કહે મલે જઈ અમર ધામસું, તાકી બેડી દેખો તારી રે. જો.

## પદ ૧૪. રાગ ઊપર પ્રમાણે.

સોઈ નર જીત્યા જુગમાં, જેને સાચા સતગુરૂ મલીઆ રે;
મન ક્રમ મુકી વિકાર તજીને, ભવસાગરમાં તરીઆ રે. સોઈ.
કામ ક્રોધ મોહ મદ છાંડી સમજ્યા, સતગુરૂજીની સાને રે;
શામ સંગાતે સુરતી રે બાંધી, રીઝે નહીં અવર તાને રે. સોઈ.

વાચ્ય કાછ જે દ્રઢ કરી રાખે, અચળ મન નહી ડોલે રે;
તુટ પડે મર ધરણી અકાશા, રામ વિના નવ બોલે રે. સોઈ.
કનક કામની સંગ નવ રાચે, હાણ વૃત જેણે ટાળી રે;
હરખ શોકમાં મન નવ દાઝે, વિકાર વાસના જેણે ગાલી રે. સોઈ.
અન્ય દેવની આશ નવ રાખે, રામ ઘટોઘટ ભાળે રે;
મૂળ કહે સોઈ સંત સમજ્યા કહીયે, કુલ સહિત તે તારે રે. સોઈ

## પદ ૧૫.

ભલો થઈને ભજી લે મોરારી રે, ન કાં શી ગત થાશે તારી રે; ટેક.
તે તો સંગ કર્યો જઈ ખોટો રે, માથે મરણ તણો ભય મોટો રે;
સત સંગનો ન લાગ્યો સોટો રે, ભલો થઈને.
તું માયા કટકમાં મુઝાણો રે, બાંધ્યો લોક લાજ ગળે પાણો રે;
તેને ટળતા મેલી હરી જાણો રે, ભલો થઈને.
ધન કુટુંબ દિસે તારે ઝાઝુ રે, અંત સમે નહીં આવે આડું રે;
જ્યારે જમડા લેશે ખાંડુ રે, ભલો થઈને.
તે માટે જો તું તપાસી રે, લેજે સાચું મ જાણીશ હાંસી રે;
મૂળ જોની તું તારૂં તપાસી રે, ભલો થઈને.

## પદ ૧૬.

કાલ માયા તણી છે ફાંસી રે, જગમાં જોની તું જીવ તપાસી રે; ટેક.
આ ફંદ રચ્યો છે ઠાલો રે, તેમાં કાં થઈ બેઠો છે કાલો રે;
રંગ ભોગ લાગ્યો છે તુંને વાલો રે, કાલ.
સુખ સંપતિ દેખીને રાચ્યો રે, જેનો ઈતબાર અંતે છે કાચો રે;
ભુલો ભરમે પડીશ જઈ પાછો રે, કાલ.
કર્યું કેનું નથી તું કરતો રે, હીંડે પશુની પેરે ફરતો રે;
સત સંગથી રહ્યો ટળતો રે, કાલ.
તુને સતસંગ લાગ્યો ખારો રે, હવે નથી ઊગરવાનો આરો રે;
મૂળ કહે થયો તુને ચાળો રે, કાલ.

## પદ ૧૭.

હરીનું ભજન કરી લે તું પ્રાણી રે, સંત વિના કેશે કોણ તાણીરે; ટેક.
તું તો ભૂલ્યો છે આદ તારી રે, હરિભજન બેઠો છે વિસારીરે;
તુંને પ્રાણ થકી પ્યારી નારી રે, હરીનું.
તું લંપટ નથી રેવું તારે રે, કાં રાચી રીયો રંગ સારે રે;
શું તું લણશો બીજ બોયું ખારે રે, હરીનું.
તેં ડાપણ નાખ્યું ડોળી રે, જેમ રતન રાખ દીયે રોળી રે;
ભાઈ જોની અંતરમાં ખોળી રે, હરીનું.
જોની આ તન છે ઊધારૂં રે, કાંઈ રાખ્યું રેતું નથી તારૂં રે;
મૂળ કહે મ જાણીશ મારૂં રે, હરીનું.

## પદ ૧૮.

બાહેર તે રંગ બનાયો આછો રે, ભાઈ ભિતર રહ્યો કાચો રે; ટેક.
તુંને સંગ મલ્યો નહી સાચો રે, જઈને ખોટે સંગ રાચ્યો રે;
હરે પ્રપંચ માંહી પેનારૂ ખાશો રે, બાહેર.
ટોપી તિલકને શોભે માળા રે, ભેખ અજબ બણ્યો હે બિશાલારે;
નહીં છાંટચા જગતના ચાળા રે, બાહેર.
રામ કરતાં વાલી તુંને રાટી રે, પેટ ભરવાની પેર માંડી રે;
હરી હૃદયથી ગયો છાંડી રે, બાહેર.
પ્રથમ જાણ્યું લેશું અમે જીતી રે, તાંતો વળગી વચાળે ફૂજીતી રે;
મૂળ કહે છે લેજે મન ચેતી રે, બાહેર.

## પદ ૧૯.

જઈ તું સાધુને શરણે રેજે રે, એનાં વચન રૂદેમાંહીં ગ્રેજે રે; ટેક.
સંત મુક્તિ તણું છે ઠામ રે, ધન્ય ભાગ્ય વશે જેને ગામ રે;
સેજે પમાડે લઈ નિજ ધામ રે, જઈ તું.
સંત રૂડીરે રીત બતાવેરે, જેમાં લાંછન કદિયે ન આવેરે;
મદ મોહ કામ વિસરાવે રે. જઈ તું.

પ્રથમ અવિદ્યા સર્વ ટાળે રે, બ્રહ્મ એક સર્વમાંહી ભાળે રે;
લઈને જ્ઞાન કસોટીમાં ગાળે રે, જઈ તું.
એવા સંત મળે સુખ શાતા રે, સેજે સેજે હરિગુણ ગાતા રે;
મૂળ કહે અભય પદ દાતા રે, જઈ તું.

## પદ ૨૦.

સતગુરૂ સંતને શરણે રહીજે રે, તનમન લઈ અરપણ કીજે રે; ટેક.
કહ્યું સાંભળતો નથી બેરા રે, જોને કોણ ધણી ફેર તેરા રે;
અંતે થાશે જંગલમાંહી ડેરા રે, સતગરૂ.
તું સમજી લેની અભિમાની રે, ધ્યાન ધરી લેની ધનુપાની રે;
વસ્તુ સમજીને લેજે પુરાની રે, સતંગુરૂ.
જો તું અનંત જન્મ હિંડયો ફરતો રે, નિત નિંદા કરમ આચરતો રે;
પેટ પશુની પેરે ભ[illegible]ો રે, સતગુરૂ.
સંત ચરણમાંહી સુખ ભારી રે, તે તું લેજે અંતરમાંહી ધારી રે;
મૂળ કહે તું લે મર્મ વિચારી રે, સતગુરૂ.

## પદ ૨૧.

મૂરખ મુવા સુધી લઈ તાણ્યું રે, તે આપનું આપ ન જાણ્યું રે; ટેક.
તેં સંગત કરી જઈ ખોટીરે, તારૂં સરવસ લેસે લુંટી રે,
અંધા આંખ ચારે તારી ફૂટી રે, મૂરખ.
ગાય વાયને તાંડવ તોડે રે, ફૂલ્યો મનમાં મોટપને ઘોડે રે;
મત પંથમાં પુરાણો વાડે રે, મૂરખ.
તું તો રંગ ભોગે રહ્યો રાચીરે, તુંને લગની લાગી નહીં સાચીરે;
જાણી નહી તેં આ ફોકટ ફાંસી રે, મૂરખ.
નિરભય હોય તો તે ભય ટાળે રે, મૂળ સમજે નવ ચડે ચાળે રે;
સાચા સતગુરૂ પાર ઉતારે રે, મૂરખ.

## પદ ૨૨.

આ અવસર ચેતી લે તું ભાઈરે, તેરાં કાલ કરમ મીટી જાઈ રે; ટેક.
હરિભજન હઈયેથી મ મેલોરે, અવસર તો આવ્યો છે છેલો રે;
સત સંગ માંહી નિત ખેલો રે. આ.

દાન પુણ્ય ને દયા ઝાઝી રે, તેણે રામ થાશે ઘણું રાજી રે;
શું કરશે દુરિજન પાજી રે, આ.
શીલ સંતોષ ને નિષ્કામી રે, હર્ષ શોક દિધા જેણે વામી રે;
એવા શિરપર ધારીજે સ્વામી રે, આ.
સ્વામી ધારીને શરણે રહીજે રે, તન મન ચિત્ત ચરણે દિજે રે;
મૂળ કહે તેથી લાભજ લીજે રે, આ.

## પદ ૨૩. (રાગ ધોળ.)

આવ્યા હરિ વ્રજમાં રે, વસિયા ગોકુલ ગામ;
આ ધન્ય જશોદાજી રે, જ્યાં પ્રગટ્યા સુંદર શામ.
આ કેસર છાંટણાં રે, મોતીના ચોક પુરાય;
આ સરવે શાહેલડી રે, વધાવે છે વ્રજપતિ રાય.
આ પારણે પોઢાડિયા રે, હીચોળે છે જશોદા માય;
આ સરવે શાહેલડી રે, મળી તીયાં મંગળ ગાય.
આ શણગાર શોભતા રે, તોરણ બાંધ્યાં બાર;
આ ચંદન ચરચીયાં રે, કરી કાંઈ કકુંડા કેરી ગાર.
આ સુંદર વર શોભતા રે, કુંડલ ઝળકે છે કાન;
આ તેજ ત્રિલોકનું રે, વાલો મારો ભીને રે વાન.
આ વાજીત્ર વાજે શોભતાં રે, ગંધર્વ ગુણ ગાય;
આ કંચન થાળ કર ગ્રહ્યો રે, નિત નિત આરતી થાય.
આ સુભાગી જન મળ્યા સહુ રે, નંદ ઘેરે દાન દેવાય;
આ મૂળ તેના સાથમાં રે, હરખી નિરખી ગુણ ગાય.

## પદ ૨૪.

આ ધન્ય ધન્ય ગોકુલ રે, ધન્ય ધન્ય વ્રજનો રે વાસ;
આ ધન્ય ધન્ય જમુના રે, નિત આનંદ ઉલાસ.
અષ્ટમા સિદ્ધિ તીયાં રે, નવનિધ વસે રે વાસ;
આ ચારે મુક્તિ રે, હરિના ચરણની દાસ.
આ વૈકુંઠ સરખું રે, શોભે ગોકુલ ગામ;
આ ઓછવ અતિ ઘણા રે, પ્રેમ આનંદનું ઠામ.

આ કૃષ્ણ સંધાતે રે, ખેલે કાંઈ વ્રજના રે બાળ;
આ કુંડલ જગમગે રે, સખી સંગ શોભે ગોપાળ.
આ મુગુટ મણી તણો રે, કંઠે કાંઈ પુષ્પના હાર;
આ પીતાંબર શોભતાં રે, પાયે ઘુઘરીનો ધમકાર.
આ શિવ સનકાદિક રે, શેષ જેનાં ચરણને ચાહાય;
આ જો જો જન વ્રજના રે, વશ કિધા વિઠ્ઠલ રાય.
આ સુરમુની ધ્યાન ધરે રે, નિગમ નિત નિતે જશ ગાય;
આ ગોવાળા સંગે રે, નંદ ઘેરે ચારેછે ગાય.
આ ઉદિત અતિ ઘણો રે, કોટી ભાનુંતણો પ્રકાશ;
આ ગુરૂ પ્રતાપથી રે, મૂળ એ ચરણની આશ.

## પદ ૨૫.

આ ચાલો શાહેલડી રે, નિરખવા નંદજીનો લાલ;
આ નવ રંગ શોભતા રે, અહોનિશ ખેલે ગોપાલ.
આ શામ સંધાતે રે, ખેલે અનુપમ નાર;
આ કળા કોઈ નવ લહે રે, સદા શોહે બાવન બાર.
આ ચાલો જાયે હે સખી રે, મળીને નૌતમ નાર;
આ સુખ લેવા શામના રે, નહીં જ્યાં કર્મને રે કાળ.
આ રાગ રંગ અતિ ઘણા રે, તાલ મૃદંગ અવાજ;
આ વિગત શી વર્ણવું રે, શોભે તિયાં સકલ સમાજ.
આ સોઈ સુખ શામનાં રે, માણે છે વ્રજની નાર;
આ મૂળ કહે જાણો મર્મમાં રે, વસે બાવન બાર.

## પદ ૨૬.

આ ભાગ્ય વ્રજનારિનાં રે, ખેલે છે શામ સંધાત;
આ ઉદિત અતિ ઘણો રે, નહી જ્યાં દિવસને રાત.
આ મોરલીયે મન હર્યાં રે, વાજી વાજી મધુરે સ્વર;
આ સોઈ બંસી શામની રે, સોયે કૃષ્ણને કર.
આ સુરમુની મોહી રહ્યા રે, મોહ્યા છે નવ કુળ નાગ;
આ ગ્રૌધેન જમુના રે, થંભી રહ્યા સાંભળી રાગ.

આ સુદ્ધ બુદ્ધ ભુલી રે, સરવે વ્રજ તણી નાર;
આ આભૂખણ ઓપતાં રે, અવળા સજ્યા શણગાર.
આ લગની લાગી લાલસું રે, ભુલી કાંઈ ભવન ને બાળ;
આ રાસ રચ્યો મહાવનમાં રે, ખેલે ગોપી ને ગિરધર લાલ.
આ સુખ લિધાં હરિ સાથમાં રે, વાલા સંગે રમીયા રાસ;
આ મૂળ જેનાં મન હર્યાં રે, ચિત્ત રહ્યું શ્યામની પાસ.

## પદ ૨૭. (રાગ કાળીંગડો.)

આજ અમે રમતાં શામ સંઘાતે, સરવે ગોપીમાં ગિરિધારી રે;
રમતાને રંગ વાધ્યો મારા અંગમાં, લાગી ત્રિકમજીસું તાળી રે. આજ.
આ પુરૂષોત્તમસું પ્રીત બંધાણી, સરવે સાહેલીમાં જાણી રે;
આ દુરિજન બોલે તેથી ન ડરીયે, વાલા મોહનજીસું માણી રે. આજ.
આ બહુરે નામીસું બેલ બંધાણી, એની મોરલિયે મન લિધા તાંણી રે;
અમે વ્રજનારી અવર ન રાચું, મેલો મોહન વર દાણી રે. આજ.
દયા રે કરીને મને દરશણ દીધાં, લીધાં મન હરી માવે રે;
આ કામણ કર્યાં મુને કાંઈ નવ સુજે, વાલા વિનાં નવ ભાવે રે. આજ.
આ શામ સુંદરસું રે જે અરપાણાં, તેતો પૂરણ પદ લઈ પામ્યાં રે;
આ મૂળ સમજી જેકો મોહન માણે, જન્મ મરણ ભય વામ્યા રે. આજ.

## પદ ૨૮.

આ ભાગ્ય ભલાં બાઈ વ્રજ વિનતાનાં, નિત શ્યામ સંઘાતે માણે રે;
પુરૂષોત્તમ સું પ્રીત બંધાણી, કોઊ કોઊ હરિજન જાણે રે. ભાગ્ય.
નૃત કરે નિત નટવર સાથે, નવશત કળામાં નારી રે;
સતરમી કળા જ્યાં અખંડ બિરાજે, સોઈ ગોકુળ વસ્યા ગિરધારી રે. ભાગ્ય.
શિવ સનકાદિક સોઈ સુખ જાચે, માણે શુક જેવા જોગી રે;
સોઈ રસ કોઈ કોઈ સંત જાણે, માણે વ્રજ વિનતા ભોગી રે. ભા.

સોઈ રસ ચાખ્યો તેને અવર ન ભાવે, નવ આવે તિમિર
તેના તનમાં રે;
પ્રેમ રસના કોઈ પીવણુ હારા, મગન રહે સદા મનમાં રે. ભાગ્ય.
સગુણ નામ સંતન સુખકારી, વસ્યા ગોકુલ વનમાળી રે;
મૂળ સમજે જેનાં મન અરપાણાં,તેને લાગી ત્રિકમજીસું તાળી રે. ભા.

## પદ ૨૯.

ધન્ય ધન્ય ગોકુળ ધન્ય વ્રજવાસી, ધન્ય જશોદા માઈ રે;
ધન્ય ધન્ય આ વ્રજની રે વિનતા, ખેલે કૃષ્ણ સંઘાતે જાઈ રે. ધન્ય.
દધી તનયા જાકો ચરન તલાસે, ચાર મુક્તિ જો દાશી રે;
પૂરણ બ્રહ્મ પુરૂષોત્તમ પોતે, પ્રગટ્યા ગોકુલ અવિનાશિ રે. ધન્ય.
ઉમાપતિ જ્યાં દરશણ આવે, નંદીવાહન બિરાજે રે;
જોગીકો ભેખ ધર્યો હે મનોહર, શીંગી નાદ બજાવે રે. ધન્ય.
સુરપતિકું જાકે ચરનકી આશા, બ્રહ્મા ભેદ ન જાણે રે;
ગોવરધન લઈ ધાર્યો ગોકુલપર, ઈંદ્ર અતિ અકુલાણો રે. ધન્ય.
દેવકું દુર્લભ દર્શન જાકો, વ્રજ વિનતા સુખ માણે રે;
મૂળ કહે મુખસેં પાર ન પામે, નિગમ નિતહી વખાણે રે. ધન્ય.

## પદ ૩૦.

મહિ વેચવા મારે મથુરામાં જાવું, આડો આવે કાન દાણી રે;
દાણ માગે વાલો ગોરસ કેરાં, મુખે બોલે મધુરી વાણી રે. મહિ.
ધેનુ ચરાવે વાલો જમુનાને તીરે, સંગ ખેલે ગોકુલના ગોવાળા રે;
મારગે જાતાં મારાં મહિડાં લુંટે, સરવે મળીને ગોવાળાં રે. મહિ.
આડો આવીને મારે છેડલે રે વળગે, મળી ગોવાળાની ટોળી રે;
હળવે કરીને અલબેલો વાલો, મહિડાં નાખે છે મારાં ઢોળી રે. મહિ.
કંસ રાજાની રે આણ ન માને, અળવે પાલવ તાણે રે;
બાળક છે પણ બહુ બુધ્ધ ભારી, કળા કોઈ નવ જાણે રે. મહિ.
આજ સુધી રે દાણ કેને ન દીધાં, સુણો માતાજી મોરી રે;
મૂળનો સ્વામી મરજાદ ન રાખે, કરે છે મહિડાની ચોરી રે. મહિ.

## પદ ૩૧.

સુણો ઓધવજી સામ તણો, સંદેશો શું તમે લાવ્યા;
અમે વ્રજનારી તલખું છું તમ સારૂ, કહો કેમ નવ આવ્યા. સુણો.
કહ્યું કૃષ્ણે તે સુણો વ્રજનારી, ચિત્તે ધરી લેજો વાત અમારી;
તમે સરવે થાઓ બ્રહ્મચારી. સુણો.
તમે રંગ ભોગમાં અતિ રાચી, તમે જાણી નહી કળા અવિનાશી;
હવે સરવે મળીને થાઓ સન્યાશી. સુણો.
જોગ વિના ભવ તે કેમ તરીયે, થઈ અબધુત નિત વનમાં ફરીયે;
ત્યારે વૈકુંઠ નાથને વશ કરીયે. સુણો.
જુવો નિગમ સેવો જઈ કાશી, કહું સાચું મ જાણો હાંસી;
મૂળ જોની તારૂં તપાસી. સુણો.

## પદ ૩૨.

તમે શું સમજો ઓધવજી અમારી રે, વ્રજની વાતમાં;
અમે સ્નેહ તણી સાંકળમાં બાંધી રે, રાખું હરી હાથમાં. તમે.
અમે જોગી થાયે તો જુગમાં લાજું,સુખ સ્નેહનાં મેલી તનમાં દાઝું;
ઓધા શું કયે તમને ઝાઝું રે. તમે.
ઓધા સાંખ્ય જોગ તમને જોયે,અમને ચિંતામણી મળી નહી ખોયે;
અમે જનમ સંઘાતી ન વગોયે. તમે.
અમે તન મન અરપ્યાં એને, ઓધા પ્રીતની વાત કહે કેને;
એનાં સુખ જાણે હરયે જેને. તમે.
પ્રીતિ વીના નહીં મળે મોરારી, મૂળ સમજી લે તું તારી;
વાતો પ્રેમ તણી છે ન્યારી. તમે.

## પદ ૩૩.

હરે ઓધા પ્રીત વિના પુરૂષોત્તમ, નહીં રીઝે કહું છઉ સાચું;
શુભ સ્નેહ વિનાં કોટ ઉપાય તે સરવે કાચું. ઓધા.
અરે ઓધા વેદ શું જાણે વાત અમારી, અમે વશ કીધા વનમાળી;
હરે જેને પ્રેમ પ્રીતે રે લાગી તાળી. ઓધા.

જોગ તપ કરે ભલે દેહ દમે, વસન વિનાં જઈ વનમાં ભમે;
મત પંથમાં જઈને ભલે રમે રે. ઓધા.
પુન્ય કરે તે પામે સહી, દેવલોક માંહી રે વાસ લહી;
જેને વાસના રે જો વળગી રહી રે. ઓધા.
હરે અમે વ્રજનારી થઈ ઘેલી, લોક લાજ મરજાદા મેલી;
એક બાંધી બહુ નામીસું બેલી રે. ઓધા.
જેણે પ્રીતે વશ કીધા સ્વામી, મૂળ કહે પુરણ પદ પામી;
જેને કૃપા થઈ અંતર જામી રે. ઓધા.

## પદ ૩૪.

હાંરે કેજો કૃષ્ણને ઓધવજી, કેમ નાવ્યા ફરી;
મારા સમ તમને વેળ મ કરજો, કહું છું કરગરી. કેજો.
તમ વિના તલખે વ્રજ નારી, પેલાં પ્રીત કરી કાં વિસારી;
એવા મોંઘા ન થાયે મોરારી રે. કેજો.
અમારાં ચિત્ત ચોટયાં તમ પાસે, અમે કેને જઈ વસિયે વાસે;
વસ થીયા પ્રેમ તણે ફાસે રે. કેજો.
રંગ લાગ્યો તે રંગીલા તારો, અમને અવર રસ લાગ્યો ખારો;
અમે પીધો પ્રેમ રસ પ્યારો રે. કેજો.
અરજી અટલી લેજો માની, મૂળ કહે પ્રીત કેમ રહે છાની;
કહું સામું જુવો અભિમાની રે. કેજો.

## પદ ૩૫.

મન માન કહ્યું શાને જાએ વહ્યું રે જોબન પુરમાં;
તુંતાં રાચી રહ્યું ખોટાને સંગે રે જેમ હજુરમાં. મન.
હાંરે તું ચંચલ છે ચપલ ભારી, તુને ગાંજે નહીં અગની વારી;
તું મહા બળીયું છે બળકારી રે. મન.
તું હાર્યો થકી છે હાર્યું, તુંતાં ધન હરૂં ને ધુતારૂં;
તુંને શી વિધ કરીને વારૂં રે. મન.
તારો વાયુ કરતાં વેગ ભારી રે, તું અપંગ જો બેઉ હારી;
તું ભૂપત થયું કાં ભિખારી રે. મન.

તુંને વારે છે સબુદ્ધિ નારી, ભૂલ તપાસી લેજે તારી;
તુંતાં નહીં પુરૂષ નહી નારી રે. મન.

## પદ ૩૬.

હાંરે મન સમજીલે સમજ્યાને, વિના રે સરવે કાચું;
તું છે ચતુર સુજાણ મમતાને, મેલી રે પદ લે સાચું. મન.
તુંને વારૂં છું વિગતે કરી, આ અવસર નહી આવે ફરી;
જો શુધ વિચારનો સંગ કરી રે. મન.
મન તું લાલચ દેખી લલચાણું, વિષય વાસનામાંહીં બંધાણું;
જાય છે તું સામે પુરે તણાણું રે. મન.
તું લાભ દેખી લોભાણું, તું તો હાણી દેખી કરમાણું;
તેં તો હરિ ભજન નવ જાણ્યું રે. મન.
તું સમજ ત્યારે સુખ થાશે, મૂળ સમજ તો ટળે આશે;
ત્યારે જીવ મટી શિવ થાશે રે. મન.

## પદ. ૩૭

આ મન ગુલતાની નિજ મનને, મલતાં રે સુખડાં પામી;
સંકટ ટળતાં હું પદ ગળતાં રે દુખડાં વામી. આ મન.
મન સમજ્યું તેને માન ગળ્યું, અજ્ઞાન તિમિર સેજે ટળ્યું;
અદ્વૈત પદમાં જઈ મળ્યું રે. આ મન.
વિષય વિકાર તે સેજે ટળિયા, જેને સાચા સતગુરૂ મળિયા;
તેને આવા ગમન ફેરા ટળીયા રે. આ મન.
જેને હુંપદ ઈરષ્યા નહીં તનમાં, તેને શુધ વિચાર સદા મનમાં;
જેને લાગી લગન સદા ધુનમાં રે. આ મન.
જેને વાદ વિવાદ નહીં તનમાં, મૂળ સમજી નિજ રહે મનમાં;
તેને નિશ્ચય બાંધ્યું નિજ ભુવનમાં. આ મન.

## પદ ૩૮.

હારે ગુરૂગમ વિનાં સંશયનો સાયર તે પાર ન આવે;
સાચી સમજ વિનાં સંશય શોષ તનમાં તે સુખ નવ પાવે. ગુરૂ.

મર જોગ તપ સાધન ધરે, વ્રત દાન સેવા સમરણ કરે;
તોય સંશય રૂપી ટોળ ચિત્તમાં ફરે. ગુરૂગમ વિના.
સિદ્ધ સાધક પીર થઈને ફરે, મર ખટ દરશનના મત ધરે;
તોય દિલમાં દુંદુગી નવ ટળે. ગુરૂગમ વિના.
કોઈ કુરાન પુરાન પાઠે કરે, નિત નિયમ નાહી ધોઈ કુલ્યા ફરે;
તોય લોભની લહેરમાં ડુબી મરે. ગુરૂગમ વિના.
નામ ભગતને ભરમના ભારી, હું મારૂં ને વશ થયો નારી;
માથે ભવસાગર ભય ભારી રે. ગુરૂગમ વિના.
જેને જેવું તેને તેજ ફળશે, જો સાચા સતગુરૂ મળશે;
તો હું મારૂં ને આંટી ટળશે રે. ગુરૂગમ વિના.
સતગુરૂ સંત સંશય ટાળે, જે ભિન્નાભિન્ન નવ ભાળે;
જે વિકટ વાસના ગાળે રે. ગુરૂગમ વિના.
સંત સોહી જે મળ રહિત રહે, સંગ કરે તેના સંશય દહે;
મૂળ સમજીને માંહી મગન રહે. ગુરૂગમ વિના.

## પદ ૩૯.

હરે જેને સંત મળ્યા જનમ મરણ ભવસાગર સગળા તે ટળ્યા;
સતસંગ કરી જે પદ સાચું, તેમાં જઈ જે ભળ્યા. જેને.
જેમ લુણ પુતળી સાયેરમાં ગઇ, જેની હતી તેમાં મળી રહી;
પછી કેવા ગ્રેવા કૈં ન રહી રે. જેને.
જેમ હીમ ઠરી કથીયો પારો, તે દેખતા દીસે ન્યારો;
જ્યારે ગળ્યો ત્યારે જળ સારો રે. જેને.
સંત રહે સદા શિતલ ગતી, જેને હરખ શોક રહે ન રતી;
જેમ અનળ પંખીને નહી ભોમ્ય વૃતી રે. જેને.
અનળ તે આકાશ વસે, પૃથવી ઉપર નવ પાવ ધસે;
એમ સંત સદા નિજ ધામ વસે રે. જેને.
પરમારથ પ્રીત હૃદય ધરે, રાગ દ્વેષ કદી સ્વપને ન કરે;
માયા મોહ માંહી તે નવ છળે રે. જેને.

જેમ મારૂત સંગ કેનો નવ કરે, જેમ સ્ફાટીક મણિ રંગ ધરે;
તેમ સંત સદા નિરમળ ફરે રે. જેને.
તે સંત શબ્દાતીત રહે, અધિક ઓછું નવ કહે;
મૂળ સમજતાં તે મૌન રહે. જેને.

## પદ ૪૦.

હાંરે તે સમજ્યા ખરા, શુધને વિચાર જેના ચિત્તમાં;
હરખ ઘણો ઉદાર અતિ, રહે સદા આરતમાં. તે સમજ્યા.
સમજ્યા તેને સુખ સદા, નહીં રાગ દ્વેષને માન મદા;
તે પડે નહી ભવ ફંદા રે. તે સમજ્યા.
તેને દયા શાંતિ ને શીતળપણું, તેને કપટ કુડ નહી રે આણું;
તેને સદા મન આનંદ ઘણું રે. તે સમજ્યા.
જેને હુંપદ ઈરષ્યા નાંહી રતી, ભાળે બ્રહ્મ સરવેમાં પ્રાણપતી;
તેને જીવન મૃત્યુ સદા ગતી રે. તે સમજ્યા.
જેની ચિત વૃત્તિ શૂન્ય પાર રહી, તેને અંતર એકો આશ નહીં;
મૂળ સમજી નવ જાય કહી રે. તે સમજ્યા.

## પદ ૪૧. રાગ બીહાગ.

શોષ બડો મન માંહી રે, ભરતકું શોષ બડો મન માંહી;
હાંજી કેસે ન આયે ગુસાંઈ રે. ભરતકું.
અવધી બીતી અવ ક્યું ન આયે, કેસે હમકું બિસરાયે રામ;
ભાગ્ય બડો સુમીત્રા સુતકો રામ ચરનમે આગે. ભરતકું.
મૈ અપરાધી સંગ ચલ્યા નહી તાતે મોહી બિસરાયે રામ.
એસો અજ્ઞાન દેખી મેરો તાતે પ્રાન પતિ નઆયે. ભરતકું.
એસે ઉદાસ આતુર અતિ મનમે પવન સુત તહાં આયે;
દેખી દંડવત કીયો ભરતકું રામ સંદેસા સુનાયે. ભરતકું.
બચન સુની કે ઊઠે ભરતજી, આનંદ સુખ અતિ પાયે;
કહો તાત તુંમ કાંતે આયે, સુંદર બચન સુનાયે. ભરતકું.
કાં હે રામ કાં હે લછીમન સીતા કેસે કરી લ્યાયે;
મૂળકો સ્વામી સદાહી આનંદિત કહે પવન સુત ગાઈ. ભરતકું.

## પદ ૪૨.

અવધ પુરીમે આયે ભરતજી અવધ પુરીમે આયે.
ગુરૂકું બચન સુનાયે. ભરતજી.
ગુરૂકું કહત દોઊ કર જોરી રામ સુધી મે પાઈ.
રામ સંદેશો સબહી સુનાયો પવન સુત સુખદાઈ. ભરત.
એસે બચન સુની આનંદ સબકું માતા હરખ ઊઠી ધાઈ;
નગ્ર લોક ત્યાં સબહી મીલ્યો હે પ્રેમ આતુર મન માંહી. ભરત.
આનંદ ખાની બની હે અયોધ્યા; ઘર ઘર મંગલ ગાઈ;
મંગળ થાર ભર્યા મોતીયનકા વધાવ્યા રઘુરાઈ. ભરત.
ભરત સંગ ચલે પુર બાસી ગુરૂ દ્વિજ અરૂ ભાઈ;
મૂળકો સ્વામી મગન ભયો હે, છાંડ બેમાન ચલે પાઈ. ભરત.

## પદ ૪૩.

આયે સંતન સુખ દાઈ, અવધપુર આયે સંતન સુખ દાઈ;
નિરભે નિશાન બજાઈ. અવધપુર.
સંગ સખા સબહી લાયે, જાનકી લછમન ભાઈ;
આયુધ છાંડ પાય અનવાને, લાગે ગુરૂકે પાઈ. અવધ.
ભરત રામ ચરનનમે પડીયા, ઊઠે નહી ઊઠાઈ;
કૃપા સાગર કર ગ્રહીકે, ઉરહીં લેઈ મીલાઈ. અવધ.
માત સબ જનકું ભેટે, જાઈ દ્વિજનકું શિર નાઈ;
અવધ બાસીકું એક પલકમે, ભેદ કીને નવ પાઈ. અવધ.
સુર મુની સબ જય જય બોલે, ચઢ બેમાન સબ આઈ;
મૂળકો સ્વામી ભવન પધારે, નિગમ નેતિ જરા ગાઈ. અવધ.

## પદ ૪૪.

અવધપુરીકો ભાગ્ય દેખો, ભાઈ અવધપુરીકો ભાગ્ય;
અતિશો આનંદ રંગ અનુ રાગ. દેખો.
ઘર ઘર આનંદ ઘર ઘર ઓછવ, કુડ કપટકો ત્યાગ. દેખો.
એક પત્ની પતિબંતા નારી, નહીં દ્વેષ અનુરાગ. દેખો.

રામ ભજનપર સબકું પ્રીતિ, દુઃખ દાલિદ્રકો ત્યાગ. દેખો.
સુર મુની નિત દરસનકું આવે, નારદ કરે રંગ રાગ. દેખો.
ગરૂડકું જબ મોહ બશ કીનો, કથા સુનાઈ કાગ. દેખો.
તીન લોકકો નાથ તખતપર, સહસ્ત્રમુખે જપે નાગ. દેખો.
મૂળ કહે કોઈ મરમ ન પાવે, ન આવે ઉપમા લાગ. દેખો.

## પદ ૪૫.

દેખો ભાઈ રામચંદ્ર સુખ દાઈ, જાકે ચરન રજ અહલ્યા તારી;
સુરમુની જાકે ચાહાઈ. દેખો.
હરે હો અવધપુરીમે આનંદ મંગલ, જહાં બસે રઘુરાઈ;
સુખ સંપત્તિ શોભે સદા, ખેલત ચારૂ ભાઈ. દેખો.
સરજુ શોભા કહા બરનવું, રૂચીર વાકે ઘાટ;
બન ઉપબન શોભા ભારી, તુલસી વૃંદકો ઠાઠ. દેખો.
રૂચીર મંદિર કનક શોભે, મણીકે ગોખ બનાઈ;
રૂચીર અગના રૂચીર સોભા, મોતીકે ચોક પુરાઈ. દેખો.
અવધપુરકી શોભા નીરખી, સુર મુની સુખ પાવે;
મૂળ કહે મે કહા બરનવું, નિગમ નિત જશ ગાવે. દેખો.

## પદ ૪૬.

હરિ બિન કોન સગો તેરો ભાઈ, શુદ્ધ વિચાર જોની તું શોધી;
જુઠી જગત સગાઈ. હરિ બિન.
હરે હો માયા સંગ તું જાન એસો, મૃગ તૃષ્ણાકો નીર;
ધોરત ધોરત પાર ન પાવે, કેસે પાવે ધીર. હરિ બિન.
જગત ફૂંદ તું જાન એસો, જેસી બાદલ છાઈ;
પલઘડી માંહી ઊડી જાવે, હાથ ન આવે કાંઈ. હરિ બિન.
સ્વપ્નેમેં રાજ પાવે, જુવતી સુત ઝુલાઈ;
જાગ્યો તબ ભયો અચંબો, પીછે મન પછતાઈ. હરિ બિન.
હરે હો સબકો સંગ તજી દે ઔરે, હરિસું ધ્યાન લગાઈ;
મૂળ સમજ બિનાં પાર ન પાવે, નિગમ કહે નિત ગાઈ. હરિ બિન.

## પદ ૪૭.

એ જુગ સંત સદા સુખ દાઈ, આળ પંપાળ અલગ દે છોડી;
ગુરૂ ચરનુંમેં તું જાઈ. આ જુગમે.
હાંરે પારસકે સંગ પારસ બણે, આપ સરીખા હો જાઈ;
લોહાકું વે કાંચન કરદે જો, કીટ અંતરકો જાઈ. આ જુગમે.
સંત સદા ભવ પાર ઉતારે, સંગ સુપાત્ર જો ભાઈ;
સાગરમેં જયો નાઓ ચલત હે, દેશ પરદેશ લે જાઈ. આ જુગમે.
ભવસાગરમે સંત સદા સુખ જો, કોઊં ચરનુંમે ધાઈ;
ઊંચ નીચ કોઉ નેક ન નાતો, સબકું પાર લગાઈ. આ જુગમે.
સંત સદા ઉપદેશ બતાવે, આપ દેવે ઓલખાઈ;
મૂળ કહે મુક્ત જીવન કહાવે, આવા ગવન મિટ જાઈ. આ જુગમે.

## પદ ૪૮.

જો મન નિશ્ચે પદકું ધાઈ, કુડ કપટ સબ દે પરી હરકે;
હેતે હરિગુણ ગાઈ. જો મન.
દાસ સુદામાકું સુખ દીનો, ભેટ્યા કૃષ્ણકું જાઈ;
કનક મોલ કનક શોભા, પ્રીતે શું તાંદુલ પાઈ. જો મન.
મિરાંબાઇકો બિષજ ટાળી, પ્રેમ પ્યાલો પાઈ;
દીન જાનીકે દયા કીની સો, આપમે આપ મિલાઈ. જો મન.
મેતાજીને મામેરૂં પુરૂં, જેને વશ વિઠ્ઠલ રાઈ;
હુંડી સકારીને હારજ આપ્યો, ભરી સભાકે માંઇ. જો મન.
સાહેબ સદા સનમુખ રહેવે, મનકી ડોલ જો જાઈ;
મૂળ કહે જો મિલે મહેરમ શું, નિશ્ચે પરમ પદ પાઇ. જો મન.

## પદ ૪૯. રામગ્રી.

હરે વાલા રામ રસ પીલે બાવરા, કાં તું જનમ ગુમાવે;
માંડ કરીને પામ્યો માનખ્યો, ફેર અવસર નાવે. રામ.
રામ રામ રસ લઈ ચાખનીરે, પ્રેમ રસ પીની પ્યારો;
વિષય રસ વિષ જાણજે રે, તેથી રેજે તું ન્યારો. રામ.

સંત સદા હેતે કરી, પીરસે છે રે ભાણે;
ભાગ્ય ભલાં જો તું જાણ તો, નહીં મળશે નાણે. રામ.
જો તું સમજ તો મેલ છે, તૃષ્ણા તારી રે ભાગે;
સદ્ગુરૂ સંત કૃપા થકી રે, જમનો ભય નવ લાગે. રામ.
જેમ રવિના ઉદય થકી રે, જાય તિમિર ટળી;
મૂળ કહે ગુરૂ પ્રતાપસેં રે, વાસના જાય ગળી. રામ.

## પદ ૫૦.

હાંરે વાલા પ્રેમ રસ જેણે ચાખીઓ, બ્રહ્મરસના ભોગી;
અવર સિદ્ધિને ઇચ્છે નહીં રે, નિષ્કામ નિરોગી. પ્રેમરસ.
જીવ શિવનો સંશય ટળ્યો, નહીં હરખ ને શોક;
સદ્ગુરૂ સંત કૃપા થકી રે, વસે અમર લોક. પ્રેમરસ.
શબ્દાતીત રહે સદા, નહી વાદ વિવાદ;
સુરતી રહે શૂન્ય ઉપરે, જીયાં અનહદ નાદ. પ્રેમરસ.
સંસાર સુખ ઇચ્છે નહીં, જેને ભરમના ભાગી;
સ્વપન શોખ સેજે ટલ્યા, જયારે જોયું જાગી. પ્રેમરસ.
સાક્ષિવંત રહે સદા, એક પ્રેમ હુલાસા;
મૂળ સમજ કરી રહે સદા, તેને નહીં ગર્ભવાસા. પ્રેમરસ.

## પદ ૫૧.

હાંરે વાલા જે સમજ્યા તે ત્યાં, રહ્યા નહી દ્વૈત ને રાગ;
વસ્તુ માંહી વિલસી રહે રે, નહીં કહેવા લાગ. જે સમજ્યા.
જ્યમ સરિતા સિંધુ મિલી, તામેં ભિન્નતા ન રાહી;
બ્રહ્મ સાગર માંહીં જે ભળ્યા રે, અંત વાસના નાહીં. જે સમજ્યા.
નામ રૂપ તેને નહીં, નહીં હારી ને જીતી;
અનભેપદમાં સદા રહે રે, આપે છે અદ્વૈતી. જે સમજ્યા.
આપોપું નહીં જે વિષે, તેને અટક ન આવે;
ભવ સાગરમાં ભુલે નહીં, સેજે હરિગુણ ગાવે. જે સમજ્યા.

જીવન મુક્ત તેને જાણવા, જેને આપજ ટળિયું;
મૂળ પોતાનું જેને મળ્યું રે, તેને હુંપદ ગળિયું. જે સમજ્યા.

## પદ ૫૨.

હાંરે વાલા રામ હૃદા માંહી ધાર્યનાં, કહે તું કૃષ્ણ કાળા;
હરિ વિના બિજું બોલમાં, મુકી દેની તું ચાળા. રામ.
રામ જાણ્યા વિનાં જે કરે, જોગ તપ સાધન;
તેણે મૂળ તજી કરી, ટોચે બાંધ્યું મન. રામ.
હરે એ રામવડે જાણ તું, જળ સ્થળને આકાશા;
અનંત બ્રહ્માંડ જે વડે, સર્વે આપ નિવાસા. રામ.
હરે વાલા આકાશની પેરે આતમા, બાહેર ભીતર પેખો;
રોમે રોમે રમી રહ્યો. દુજો અવર ન લેખો. રામ.
જે સમજ્યા તેને સેહેલ છે, તેને સર્વમાં સાચો;
મૂળ સમજી પોતા તણું રે, કરે નિજ ધામ વાસો. રામ.

## પદ ૫૩.

હાંરે વાલા જીવન મુક્ત તેને જાણવા, જેણે ગુરૂગમ જાણી;
વિકારથી વેગળા રહે રે, મુખ મધુરી વાણી. જીવનમુક્ત.
દેહ છતાં વિદેહ રહે, જેને ભરમના ભાગી;
જીવ શિવનો સંશય ટલ્યો રે, જેને લગની લાગી. જીવનમુક્ત.
મોટી દશામાં જે રહે, ઊંચી દશાના રસિયા;
સચ્ચિદાનંદમાં સદા રહે રે, શૂન્ય પાર જઈ વસિયા. જીવનમુક્ત.
રિધ સિધને ઈચ્છે નહીં, અન્ય દેવ ન જાચે;
એ આંપે આપ લીધું ઓળખી રે, રંગ ખોટે ન રાચે. જીવનમુક્ત.
હું મારૂં હૃદે નહીં રે, નહીં હરખને શોકા;
મૂળ સમજીને જે રહે રે, એવા સંતજ કેકા. જીવનમુક્ત.

## પદ ૫૪. રાગ પંચમ.

આ રજની વિતી રે રવી ઊદે ભયોરે, તિમિર ટળ્યું તેણી વાર;
શા માટે સુતા રે જીવન જાગિયે રે, વાટ જુવે વ્રજ બાલ. આ.

શિવ સનકાદિક રે, અજ કરે આરતી રે સુરપતિ સુર સમેત;
અહોનિશ જપે રે શેષ સહસ્ર મુખે રે, જય જય જશ તેરો કેત.
આ રજની.

અડસઠ તીરથ રે આશ સદા કરે રે, ઊડગણ રવિશશિ સમેત;
અણિમા સિધી રે નવ નિધિ આંગણે રે, માતા જગાવે સુત હેત.
આ રજની.

ગંધર્વ ગાન કરે પ્રેમે કરી રે, નારદ નૃત સુનાય;
અનહદ વાજાં રે સ્વર કરે શોભતા રે, નિગમ નિત જશ ગાય.
આ રજની.

પૂરણ પુરૂષોત્તમ રે સચ્ચિદાનંદ જે રે, વસ્યા વ્રજમાંહી વાસ;
ધન્ય ધન્ય ભાગ્ય રે બાઈ વ્રજ ભોમના રે, મૂળ કાંઈ માગે ચરણ-
માંહી વાસ. આ રજની.

## પદ ૫૫.

આ ભયો પ્રભાત રે પ્રેમે શું જાગીયે રે, ભજી લેની સુંદર શામ;
આલસ તજી રે રટણ કર રામનું રે, તેમાં નહી બેસે રે બદામ.
આ ભયો.

અલ્પ આયુષ રે ઘેરાણો તું ઘેનમાં રે, તિમિરમાં વિત્યા ત્રણે જામ;
હું પદ બાંધ્યું રે હરિને જાણ્યા નહીં, ભજ્યા નહી ભાવેસું રામ.
આ ભયો.

વૃદ્ધિ ને હાની રે હરી ભજ્યા વિના રે, જન્મ મરણ સંતાપ,
મર્મ ન જાણ્યો રે પડ્યો માયા જાળમાં રે, વિસાર્યો તું તારૂં રે આપ.
આ ભયો.

જેની વિચારી રે બુદ્ધિ હિણા બાપડા રે, કિયા તારૂં નામ ને ઠામ,
અનંત ઓધર્યારે ભમો નાત ભાતમાંરે, મોહવશ જાણ્યા નહીં રામ.
આ ભયો.

રામ રામ રામ રે ભજી લે તું ભાવસું રે, કૃષ્ણ કહે તજીને કામ;
ચંચલતા છાંડી રે સુખ લિજે શામનાં રે, નિશ્ચલ કિજે રે નામ.
આ ભયો.

ગુરૂ ગમ વિના રે પાર નહીં પંથનો રે, કોટી ઉપાય કરી જોય;
મૂળ સમજી રહે પોતા તણું રે, આવા ગમન ન હોય. આ ભયો.

## પદ ૫૬.

નામ સમાન નહીં જુગમાંહી નામકો, મહિમા બરન્યો ન જાઈ. નામ.
નામ બરાબર કોઈ ન આવે, નામ બિના સુખ કેસેરે પાવે. નામ.
નામે નામદેવકો પય પીધો, નામે ત્રિલોચન કારજ સિધ્યો. નામ.
નામે ગજકેરી વારે ધાયા, ઝુટકું મારી દેઉ ધામ પઠાયા. નામ.
નામ અજામેલ કહત પોકારી, અધમ જાત ગનકા ઉધારી. નામ.
નામે ધ્રુવ પ્રલ્હાદ ઓધાર્યા, હરણાકંસકું નોરે વધાર્યા. નામ.
નામ લઈ પંચાળી પુકારી, અનુપમ ચીર પુર્યા વનમાળી. નામ.
દાસ મીરાકો બીખજ ટાર્યો, નામથકી રોહીદાસ ઓધાર્યો. નામ.
દેવગ ફેરી દરશન દીધો, નામે પીપાકું અપનો કરી લીધો. નામ.
સુદામાકો દાલિદ્ર હરી લીધો, નામે નરસૈયે વસ કીધો. નામ.
શિવ સનકાદિક ધ્યાનમે ધારે, નિગમ નિત જાકો નામ ઉચ્ચારે. નામ.
મન ક્રમ વચને જેણે નિશ્ચય કીનો, નામકો મહિમા ઉર ધર લીનો. ના.
મૂળ સમજી જેણે નામજ લીધાં, કારજ તેનાં સરવે રે સીધાં. નામ.
નામ સમાન નહીં જુગમાંહી, નામકો મહિમા બરન્યો ન જાઈ. નામ.

## પદ ૫૭.

નામ રૂપ નિગમ જેણે પાઈ, આવા રે ગમન ફેરા મીટી જાઈ. નામ.
વિકાર વાસના જેના તનમાંરે હોઈ, અવાચક વસ્તુને પામે રે સોહી. નામ.
સમજ્યા સોઈ જેણે ગુરૂગમ પાઈ, વિલસી રહે સદા વસ્તુ રે માહીં. નામ.
હરખને શોક નહીં પુન્યને પાપ, વિલસી રહે સદા આપેરે આપ. નામ.
કળા રે તેની કોઈ નવ જાણે, શબ્દાતીત જેને વેદ વખાણે. નામ.
મૂળ સમજી મહાપદને રે માણે, સોહી સંત બ્રહ્મ એકજ જાણે. નામ.

## પદ ૫૮. પ્રભાત.

જગાવે જશોદા મૈયા જાગો કૃષ્ણ કાળા,
જાગો કૃષ્ણ કાળા હરી ગાયના ગોવાળા રે. જગાવે જશોદા.
રવિ તો ઉદે હવો ગાયો છુટે ગાળા,
વલોણાં વલોવા ગયા દ્વાર ઠાડે બાળા. જગાવે જશોદા.
વાઘા સોહે શોભીતા મોહન મુકુટવાળા,
પાય બિરાજે ઘુઘરી કંઠ ફુલમાળા. જગાવે જશોદા.
સુરપતી દ્વાર ઠાડે સહસ્ત્ર નેન વાલા,
ઉમાપતિ અંગનમે શોભે મૃગ છાલા. જગાવે જશોદા.
સુરમુની ધ્યાન ધરે જય જય બોલે બાળા,
રાગ તાન ગાન કરે ગંધર્વ રસાળા. જગાવે જશોદા.
અખંડ ધુન અખંડ શોભા અખંડ કળાવાળા,
મૂળ કહે સોઈ સ્વામી માગું ચરણે રાખો બાળા. જગાવે જશોદા.

## પદ ૫૯. પ્રભાત.

ભોર ભયો ભાણુ ઉગો આવી રાધે પ્યારી;
આવે રાધે પ્યારી બ્રખુભાનકી દુલારી. ભોર.
દેખ મૈયા બાલક તેરો મટૂકી મેરી ઢોરી;
મહિ લુટાવે માંખન ખાવે નિતહી કરે ચોરી. ભોર.
સાત પાંચ સાથ મલી માથે મહિ ગોરી;
ઈત ઉત ફિરી અંગને આવે એક દુજીકું દોરી. ભોર.
મોહનજીકે મુખ દેખનકું આઈ નંદ પોરી;
સામરી સુરત મધુરી મૂરત દેખાઓ મૈયા મોરી. ભોર.
ઘેલી ગવાલન ઘેલું શું બોલો કાં ગઈ મતિ તોરી;
બાલક મેરો પલના ઝુલે કેસે ચરાવે ચોરી. ભોર.
હમ તો દધિ બેચન આઈ કિતહી રાધે ગોરી;
પાલને તોરો લાલ નિરખી લાભ ભયો ભારી. ભોર.

જાકો દર્શ દેવકું દુર્લભ સંગ ખેલે બ્રજનારી;
મૂળ કહે સ્વામી ચરણે રાખો નિતહી તુમારી. ભોર.

## પદ ૬૦. પ્રભાતી.

મનુષ્યા દેહતે સફલ ત્યારે કયે, શુદ્ધ વિચાર તો ચિત રાખે;
રામ રટણ કરે પ્રેમ મગને ફરે, અન્ય રસ તો કદી સ્વપને ન ચાખે.
મનુષ્યા.

ચાલ સુવાટમાં બેસ સત સંગમાં, ઉઠ અજ્ઞાનનો સંગ ટાળી;
શું તું છલ બળ કરે જાગ જતને કરી, ઘરમેલી મ ન્ન ખાડ ભાળી.
મનુષ્યા.

ખાજે તું હું પદને પિજે બ્રહ્મરસ સદા, બોલ તું મુખ થકી એક હરી;
બંધાણ રાખજે રામના નામનું, મનખા પદાર્થ નવ આવે ફેરી.
મનુષ્યા.

ઉદ્યમ કરજે અહોનિશ એહનો, જે થકી જન્મને મરણ નાવે;
કલ્પવું નવ પડે સેજે સફલે ફલે, અમુલખ વસ્તુ મળે સૌને ભાવે.
મનુષ્યા.

સંગ પણ કરે સાચનો તું સદા, કૂડ કપટનો સંગ મેલી;
મિથ્યા પ્રપંચથી રેજે તું વેગળો, હરિ વિના જાણ નથી કોઈ બેલી.
મનુષ્યા.

મરે તો માંહિથી ટળો તો આપથી, ભળજે તો બ્રહ્મ વિલાસ માંહી;
મૂળ તારૂં મળે સેજે સવળો વળે, આદે હતું તે અંત થાઇ. મનુષ્યા.

## પદ ૬૧. પ્રભાત.

સંતના વચન તે માન નિશ્ચે કરી, વેદ પુરાણ જેની શાખ પૂરે;
અજ્ઞાન સેજે ટળે વિકાર વાસના બળે, કામને ક્રોધ તે રહે દૂરે.
સંતનાં.

ભેદ સઘળો મળે દ્વૈત ભાવે ટળે, જીવને શિવનો સંશય ભાગે;
હરખને શોકનું સ્વપ્ન સઘળું ટળે, શુધ સ્વરૂપમાં લક્ષ લાગે. સંતનાં.

ખોટામાં નવ ધસે ત્રિગુણાતીત વસે, અચળ અજીત જેને ભેજ ભાગી;
બોલ તેણે ગ્રહી આપું જેને નહીં, સતગુરૂ બોધથી બુધ જાગી.
સંતનાં.

આદને અંતને મધ્ય કેને કહે, રહે વિલસી સદા એજ ભાવે;
જે સમજ્યા તેને આનંદ સદા રહે, ગ્રહેવા કહેવા રસનામાં ન આવે.
સંતનાં.

જે કોઈ સમજ્યા સૌ સત સંગ થકી, જન્મને મરણની ભેજ વામી;
મૂળ સમજ્યા તે મુક્તિ માગે નહીં, પૂરણ પુરૂષોતમ જેના સ્વામી.
સંતનાં.

## પદ ૬૨. પ્રભાત.

અરજી સુનો મેરી પિયા અરજી સુનો મેરી;
મે અજાન તુમહો જાન. અરજી.
તન મારાં તમસું બાંધ્યાં આતુર મે ઘનેરી;
મોહન મનહરી લિધાં બંસી બાઈ ઘેરી. અરજી.
કર જોરી મે કહું મોહન સુનો બાત મોરી;
અબ કેસે તુમ અંતર રાખો શરણ આઈ તોરી. અરજી.
નયન ભરી મે નિરખુ લાલન શ્યામ છબી તોરી;
ઇત ઉત ફીરી અગને આઊં જશોદાકી પોરી. અરજી.
ઇતની અરજ માન લિજો, બાત કહું બિચારી;
મૂળ કહે તિહારે કારન, બ્યાકુલ ભઈ નારી. અરજી.

## પદ ૬૩. પ્રભાતી.

અવધપુરીમે આનંદ ભયો, ખેલત ચારૂ ભાઈ;
ખેલત ચારૂ ભાઈ મૈયા, નિરખી સુખદાઈ. અવધ.
રૂચિર અંગના રૂચિર મંદિર, જહાં ખેલે રઘુરાઈ;
ધમ ધમ પાય ઘુઘરી બાજે, ધિમે ધિમે ભરે પાઈ. અવધ.

પીત પીતાંબર શોભતાં સજ્યાં, બાજુ શોહે બાહી;
કિરિટ મુકુટ કુંડલ શોહે, છબી બરની ન જાઈ. અવધ.
નયન બિશાલ તિલક ભાલ, ધનુષ કર ધરાઈ;
શામ શોભા પાર ન પાવે, નિગમ નેતી ગાઈ. અવધ.
અકલ કલા કોઈ ન જાને, સુરમુની જશ ગાઈ;
મૂળ કહે સ્વામી શરણે રાખો, બેર બેર રહુ છાઈ. અવધ.

## પદ ૬૪. પ્રભાતી.

ચરન ચેન સિયા વરકે, જય સદા સુખદાઈ;
જય સદા સુખદાઈ, જય સદા સુખદાઈ. ચરન.
સ્વચ્છ કેતાં કારજ સરે, સાખ સદા પુરાઈ;
ધજાસે મન ધીર ધરે વે, સમ ગરનમે જાઈ. ચરન.
અંબરથે હરી સબહી શોભે, શ્રીગુન શોભા કારી;
જવતે જગત આનંદ પાવે, ભજતહે મોરારી. ચરન.
કુલિશરો કરૂના ઘનેરી, કુમતી કબહુ નાંઈ;
ત્રિભુનસે અતિ ટેક મેરે, હેતે હરિ ગુન ગાઈ. ચરન.
અંકુશસે મન મેગલ ડરેરી, ઈત ઉત નવ ધાઈ;
ઉર્ધ્વ રેખકો કારન એસો, ઊંચી દશાકું પાઈ. ચરન.
કમલસે મન કોમલ રહેવે, મળ રહિત સદાઈ;
વજ્રસે વિશ્વાસ ઘનેરો, ડરપે નહી કાઈ. ચરન.
ઉર્ધ્વ છંદસે ઉજ્વલ રહેવે, મેલ નાહીં મનમાંહી;
મીન ચપલતા જાય મનકી, આનંદ સુખદાઈ. ચરન.
ધનુષ તે અતિ ધુન લાગેરી, ત્રિગુણાતીત ભાઈ;
અષ્ટ ખુનસે આંટી ભાંગે, દ્વૈત ભાવ જાઈ. ચરન.
ખટ ગુન ખટ શાસ્ત્ર ખુઝેરી, અગમકી ગમ પાઈ;
બિંદુ રસાલ મગન રહેવે, સદા આનંદ માંહી. ચરન.
ચરન ચેન સુખકારી, જે કોઉ ઉરધારે;
મૂળ સમજ સોઈ સાંચી, જન્મ મરણ ટારે. ચરન.

## પદ ૬૫. પ્રભાતી.

દેખો હો મૈયાજી એસે લાલજી હે તેરો, લાલજી હે તેરો નિત
મહિ ઢોરે મેરો. દેખો.
પ્રાત ભયો મેરે અંગનામે આયો,મટુકી ઉતારી મેરો ગોરસ ખાયો.દેખો.
સબહી બાલ લે મંદિર પેઠો, ખાઈ ખિલાઈ દુજો ડાર્યોહે હેઠો. દેખો.
મેં જો કહું મેરો બચન ન માંને,આલપ વાકી દેખી સોઈ જાને. દેખો.
બરજો જશોદા મૈયા તુમારો બારો, મૂળકો સ્વામી અતિરે અટારો.દેખો.

## પદ ૬૬. રાગ વસંત.

હરે કેસે ખેલુંમે હોરી, છોટે મુખપર કેસર ધોરી;
ચીર ભિજે મારી ચોલી રે ભિજે, મેરી નવરંગ સારી શેરી;
ચુવા ચંદન ચરચે છબિલો, ઉડત ગુલાલકી ઝોરી; છોટે.
છોટન તહીં ખેલું મે શામ સંધાતે, સુધ બુધ ભુલી મોરી;
મૂળ કહે મારાં મન હરી લિધાં, બંસુરી બજાઈ ધોરી. છોટે.

## પદ ૬૭.

લે બંસી બજાઈ બનમે સો, લગ રહી મેરે મનમે, બંસી.
કામ કાજ મુને કૈં નવ સુઝે, બ્યાકુલ ભૈ મેરે મનમે.
લગની લગી મેરી શામ સંધાતે, મેં તો રહી ન સકું ભુવનમે. બંસી.
માત તાત સુત ભ્રાતકું મેલ્યા મેતો, સંગ ચલી રે સાહેલી.
ગુરૂ પ્રતાપે મૂળ કહે મળતાં, મે તો મગન ભઈરે ચરનમે. બંસી.

વસંત સાખી.

વસંત ઋતુ શોહામણી, શોભે કમળા કંથ;
ફૂલે વન અતિ શોભતાં, શોભે રાગ વસંત.

## પદ ૬૮.

હે તું કૃષ્ણને રે તારો ધન્ય અવતાર,
આ અવસર ન આવે વારે વાર રે. હે તું કૃષ્ણને.

આ ઋતુ અજબ બની તું જાગ રે,
મરજાદા મેલો મોહનસું માણ રે;
આપ ટગી રહે હરિમાં અરપાઈ રે,
તબ મેં જાનું તેરી સફલ કમાઈ રે. કે તું કૃષ્ણને.
સુખમણા સાથે કરી લે તું સંગ રે,
સુરતીકું તબ લાગે રંગ રે;
જ્યાં અનહદ ધ્વન્ય અખંડ ઉજાસ રે,
અજબ રાસ તેમાં કરી લે વાસ રે. કે તું કૃષ્ણને.
અનંત રાગ જ્યાં અખંડ સુહાગ રે,
જ્યાં સદાહી આનંદ નહીં તન ત્યાગ રે;
અરસ પરસ જ્યા રમણુ વિલાસ રે,
નિતહી વસંત ત્યાં કરી લે વાસ રે. કે તું કૃષ્ણને.
કોઈક વિરલા જાણે તેનો મર્મ રે,
સકલ ઘટ દેખો એક બ્રહ્મ રે;
મૂળ કહે મહિમા જાણે સોહી સંત રે,
જે સમજ્યા આદિ અંત રે. કે તું કૃષ્ણને.

## પદ ૬૯.

દેખો વસંત ખેલે હે નંદજુકો લાલ, સંગ લિયે બ્રજકે બાલ. દેખો.
ધનનન ધનનન ઘુઘરી ધમકાર, ઝમક ઠમક પાઈ નેપૂર સાર;
બાહી બાજુબંધ ઉર સોહત હારરે, કાન કુંડલ અતિ શોભતાં સારરે. દે.
પીલાં પીતાંબર શોભતાં સાર, રંગ બેરંગ દીસે અપાર;
ચુવા ચુવા ચંદન અબિર ગુલાલ રે, છાકત કેસર સબ ભયે લાલ રે. દે.
બાજે બાજાં ત્યાં અનહદ ધુન, અનંત સ્વર ત્યાં ગરજે ગગન;
સુંદર શોભા ન આવે અંતરે, રાગ ખટ તેમાં શોભે વસંત રે. દેખો.
ત્યા સુરિનરમુનિવર બ્રહ્માસુજાન રે,સબહી આયે નાચત ચઢહીવેમાનરે
ગુરૂ પ્રતાપે કહે મૂળદાસ, નિતહી લીલા તેમાં દેજો વાસ. દેખો.

## પદ ૭૦. વસંત રાગ.

ચાલ સખી જોવા નંદકો લાલ, વસંત ખેલતહે સબહી ગુવાલ;
અજબ ભોમ જીહાં અજબ બંન, અજબ ફૂલ જીયાં અજબ પાન. ચાલ.
અજબ ગોપી જીહાં અજબ કાન, અજબ રમણ ત્યાં અજબ તાન;
અજબ કેશર ત્યાં અજબ ગુલાલ, અજબ ચંદન તિયાં ચરચે બાલરે. ચાલ.
અજબ બાજા અનંત અવાજરે, અજબ શોભે તિયાં સરવે સાજરે;
અજબ બાંસરી તિયાં અજબ ધુન્ય, જો સમજયા સો તો રહ્યા મુન્ય. ચાલ.
અજબ રાસ તેમાં અખંડ ઉજાસ, ચાલ સાહેલી તેમાં કરી લે વાસ;
ગુરૂ પ્રતાપે કહે મૂળદાસ, નિતહી લીલા તામે દેજો વાસ. ચાલ.

## પદ ૭૧.

આરત રૂડી અવચિત જાણ, માન મેલી મોહનસું માણ. આ.
સોઈ વૃક્ષકા કોઈ સમજાણહાર, વાકી વાકી શોભા અપરમપાર;
અખંડ વૃક્ષ સોઈ સારમે સાર, જાતે રચ્યો હે સબહી સંસાર. આ.
અજબ અપાર દેખો ફૂલે ફૂલ, ગુરૂ પ્રતાપે સમજ વાકો મૂળ;
અવર ફૂલ કરમાશે જાણ, તાતે મેલી દે તુ મનની તાણ. આ.

## પદ ૭૨.

દેખો વસંત ઋતુ અતિ સુહાવે, સબહી સખી મિલી મંગલ ગાવે. દે.
સબહી સાહેલી સજે શણગારરે, ચાલો મિલકે જઈયે નંદકે દુવારરે;
મન મોહનજીસું રમવો રાસરે, અતિશો વધ્યો અંગ ઉલાસરે. દેખો.
એક એક લાવે પાન ફૂલ રે, હીરા માણક ત્યાં અનમૂલ રે;
કંચન થાલ લિયે સબ હાથરે, સરવે સામગ્રી લઈ કે સાથરે. દેખો.
કેસર તિલક ચરચે ગોપાલ રે, ચુવા ચંદન અબિર ગુલાલ રે;
નીલપીત તિયાં શોભા અપારરે, શોભે સુંદર વર સારમે સારરે. દેખો.

એક બજાવત ચંગ ઉપંગરે, એક લેવે તાલ મ્રદંગ રે;
શંખ કીલરી બાજે અપારરે, ગગન ગરજે ત્યાં શબ્દ ઝળાકારરે. દેખો.
સરવે શોભા રચી અપરમ પાર, વસંત વધાવા ચાલ્યા નંદકે દુવારરે;
ગુરૂ પ્રતાપે કહે મૂળદાસ રે, શામ સુંદર તિયા રચ્યોહે રાસરે. દેખો.

## પદ ૭૩. રાગ હોરી.

નિતહી ખેલું મે ફાગ, રંગીલેસું રંગ લગ્યો હે. રંગીલે.
શ્યામ સુંદરસું રે સ્નેહ લગ્યો હે, દેખો આ બ્રજકે ભાગ્ય;
સુરમુનિ જાકો ધ્યાન ધરત હે, તાસું બન્યો હે સ્વાંગ. રંગીલે.
નિગમ જાકું દૂર દિખાવે, તાસું લગ્યો હે ભાગ;
ગુરૂ પ્રતાપે મૂળ નહી મેલું, અબહી આયો હે લાગ. રંગીલે.

## પદ ૭૪. વસંત.

કે નવ સુજે મુને કાજ, મોહન મારાં મન હરિ લિધાં; મોહન.
સરવે સાહેલિરી મહિ વેચન નિકસી, માવો માગે છે દાણ;
વેણું નાદ હરિ કર્યો વનમાળી, ઘેલું કર્યું છે ગામ. મોહન.
જમુનાકે તિરેરી નંદકો નંદન, વસંત ખેલત હે શામ;
ગુરૂ પ્રતાપે મૂળ કહે મળતા, સુરતી રહી ઉન ધામ. મોહન.

## પદ ૭૫. વસંત.

આરતે ખેલો ખેલમાં હરે ખેલમાં રે, નુરત સુરતસે ચાલ્ય; આ.
અજબ ખેલમાં રે ખેલત સબહી, આપ ખેલાવન હાર;
ખેલત ખેલત કે જુગ વિત્યા રે, કેસે પામોગે પાર. આ.
મન મેલી મોહનજીસું મળવું, ભળવું રે બ્રહ્મ વિલાસ;
ખોટા રે ખેલથી થૈ રે તું ન્યારો, કરી લે સંત ચરનુંમે વાસ. આ.
ઉનરી ખેલમે કો નર જીત્યા, ધ્રુવ અંબરિષ પ્રલ્હાદ;
શિવ સનકાદિક ઓર બ્રહ્માદિક જે, સમજ્યા છે આદ. આ.
નુરત સુરતકો ખેલ ખરો હે, સદ્‌ગુરૂ ખેલન હાર;
મૂળ કહે મહિમા શું કહું સંતનો, લઈ ઉતારે ભવ પાર. આ.

## પદ ૭૬. વસંત હોરી.

કોનપે કરૂં મે રાવ, રંગીલો મેરો ગોરસ ઢોરે. રંગિલો.
નંદ જશોદાકું જાકર કહેવે, સબહુી મિલકે ટોરે ટોરે;
સાંજ સવેરી મે દેખું તમાસારે, લાલ મંદિરે ખડો હે મોરે. રંગિલો.
ખોત કહું તો મોરી બૈયાં મરોરે, માટ દધીકો ફોરે;
મૂળકો સ્વામી ખેલત હે મંદિરીયામે, દેખ પર્યો હે મોરે. રંગિલો.

## પદ ૭૭. સામૈયું.

આદ પુરસ મારે મંદિર પધાર્યા, તો સંતોની કરવાને સાર.
આરતી અલખ પુરૂષની આજ.
પ્રલ્હાદની પ્રતિજ્ઞા રાખી તો, સ્તંભે પ્રગટયા મહારાજ. આ.
પંચાળીના વાલે ચિરજ પુર્યા, તો રાખી સભામાં લાજ. આ.
હરચંદ હરી કસણી કરીને રે, સન્મુખ ભેટયા શ્યામ. આ.
વામન રૂપે આવ્યા બળિ છળવા, સોપાવ્યાં લઈ રાજ. આ.
ગુરૂ પ્રતાપે મૂળો ગુણ ગાય, સ્વામી સંતોનાં સારે કાજ. આ.

## પદ ૭૮.

પ્રભુજી મારો સંતોની કરવા સાર, મંજારી કેરાં બચલાં ઉગાર્યાં
અગ્નિ કેરી ઝાળ. પ્રભુજી.
મરઘો ઉગાર્યો પંખિની પંત રાખી, ગજ છોડાવ્યો તેણી વાર. પ્રભુજી.
અજામેળ ગજ ગણિકા ઓધારી, નામ તણો રે આધાર. પ્રભુજી.
મેતાજીને જ્યારે મંડળિક કોપ્યો, તો હુંડી સકારી આપ્યા હાર. પ્ર.
ગુરૂ પ્રતાપે મૂળો ગુણ ગાય તો, પ્રભુ તમ તણો રે આધાર. પ્રભુજી.

---

## ભૂધર કૃત પદ ૧.

શિખામણ મારિ રે સુણ તું અભાગિયા,
હરિ ભજીને જગમાં થાની ન્યાલ જો,
અવસર તો આવો રે તુજને નહીં મળે,
માંડ કરીને પામ્યો છે કંગાલ જો. શિખામણ. ૧

શિખામણ માની લે રૂડા સંતની,
જાશે તારી જન્મ મરણની બીક જો;
અવળો ને થામાં રે મૂરખ માનની,
સુખ સાગરમાં ઠેકાણું છે ઠીક જો. શિખામણ. ૨
જગમાં રે આવીને જખ મારી ઘણી,
ચેતી લેની મનમાં ચતુર સુજાણ જો;
અવળો ને થામાં રે મારા આતમા,
ભવસાગરમાં ભૂધર ભજ સુજાણ જો. શિખામણ. ૩
અંતરમાંથી આપદ તારી નવ ગઈ,
મોહ્યો મોહ્યો મૂરખ માયા માંય જો;
સ્વપ્ન રે જાણો રે આ સંસાર છે,
જુગત કરીને જોતો જુઠું થાય જો. શિખામણ. ૪
અનુભવથી આતમને લેને ઓળખી,
સાચું જાણવું જગમાં સીતારામ જો;
વિસારી વાલમ રે દુખિયો કાં થયો,
પારસ બદલે પકડ્યું કુડું દામ જો. શિખામણ. ૫
ઉપાધી લાગી રે તુજને અતી ઘણી,
શ્વાન શકટનો તનપર જાણે ભાર જો;
અમથી ને આપદ રે તારા ઉર વિશે,
માની લેની સાચું મૂઢ ગમાર જો. શિખામણ. ૬
નાના દેહ ધરીને દુખ બહુ પામિયો,
પાર વિનાનો પીડાયો તું પ્રાણ જો;
જન્મ મરણનાં દુખડાં નવ જાયે કહ્યાં,
દુખ દાવાનળ પામ્યો મૂઢ અજાણ જો. શિખામણ. ૭
ભજ્યાવિના ભગવંત રે સુખ નહી આવશે,
પુછી લેની વેદ પુરાણે વાત જો;
ભૂધરજીનાં ભાવે લીજે ભામણાં,
નિતમત રૂડા સંત સજનનો સાથ જો. શિખામણ. ૮

## પદ ૨.

સાધુને સંગે રે સુખડાં સૌ મળે,
તન મન વેચો ત્રિકમજીને માટજો;
અવગાઈ આપદ રે ઉર થકી ટાળિયે,
મૂરખ ભજિયે માવો માથા સાટ જો. સાધુને. ૧
આ ભવનાં દુખડાં રે સમશે સેજમાં,
તનમાં મળશે ત્રણ ભુવનનો નાથ જો;
વાટડલી જો જો રે જગના નાથની,
ભવ સમુદ્રમાં બુડત ગૃહે હરિ હાથ જો. સાધુને. ૨
ધન્ય ધન્ય હરિજન રે આનંદમાં રમે,
ગાય છે રૂડાં ગોવિંદજીનાં ગીત જો;
જન્મ મરણની આંટે જે આવે નહીં,
અભિનવ અવસર પ્રભુ સંઘાતે પ્રીત જો. સાધુને. ૩
સંગતને કરિયે રે એવા સંતની,
પલમાં જાયે પ્રાશ્ચિત સઘળાં દૂર જો;
અંતરની આંટી રે સઘળી ઉખડે,
રટવા શિખો રાઘવને ભરપૂર જો. સાધુને. ૪
જોબનિયું જુઠું રે રંગ પતંગનો,
આ ચટકી છે જુઠી દિન દો ચાર જો;
સમજીને ચાલો રે સુખડાં પામશો,
અવળાઈથી ખાશો જમના માર જો. સાધુને. ૫
ખેલોને ખેલો રે ખલકજ વહી જશે,
પસ્તાશો પછે મૂરખ મૂઢ ગમાર જો;
જગત પ્રતિપાલક રે સાહેબ સંતનો,
મોહ મૂકિને ભજિયે નંદ કુમાર જો. સાધુને. ૬
અરજીને ધારો રે મારી ઉર વિશે,
ગોવિંદ ગોવિંદ રટિયે શ્વાસોશ્વાસ જો;

ભૂધરને નામે રે ભક્ત જન ઓલ્ય રે,
બપૈયાને કંઈ સ્વાંતી બુંદની આશ જો. સાધુને. ૭
આશાને અંતર રાખો એમ રામની,
નામ જપો કંઈ નિરભય કરશે નાથ જો;
આંટીને ઘુંટી રે મેલો મન તણી,
તન મન ભૂધર હરિજનને સંઘાત જો. સાધુને. ૮

## પદ ૩.

સંઘાતી સાચારે હરિના થઈ રહો,
સાચે ભાવે સદ્ગુરૂ સેવો નિત્ય જો;
ઉડગણને દિસે રે બહુ આકાશમાં,
હરિજન રૂડી ચંદ્ર ચકોરની પ્રીત જો. સંઘાતી. ૧
બાળકને આશા છે નિજ માતની,
અવર નારથી રિઝે નહી કંઈ મન જો;
રૂપાળી રંગે પોતાની કૂબડી,
પ્રીત કરીને વળગે તેને તંન જો. સંઘાતી. ૨
એવીને આશારે હરિ હરિજન તણી,
મુખમાં મિઠાં સીતાપતિનાં નામ જો;
અવરને સાધન રે સહુ અળગાં કરી,
સ્થિર થઈને ઠરી રહો નિજ ઠામ જો. સંઘાતી. ૩
એવા રે સંતોને અરજી અમતણી,
રાખો મુજને ચરણ કમળની છાંય જો;
વારેને વારે રે કરૂં હું વિનતી,
ભવ સાગરમાં ડુબું ઝાલો બાંય જો. સંઘાતી. ૪
સેવાને સમરણ રે રાઘવ નાથનું,
દેખાડો ને દેહ દેવળમાં દેવ જો,
સદ્ગુરૂ મારા રે સેવા શી કરૂં,
બાળ બુધ હું જાણું નહી નિજ ભેવ જો. સંઘાતી. ૫

તન મનને અરપી રે આવ્યો કાંઈ શરણમાં,
ઉગારો તમે મોટા છો મહા જંનજો;
દીન પડ્યો દ્વારે રે પ્રભુ સંભાળિયે,
જેવો તેવો પ્રભુ દુર્બળ પણ નિજ જંન જો. સંઘાતી. ૬
ખાનાની લજ્જા રે રાઘવ રાખિયે,
રખે વછોડો અરજી મારા શામ જો;
દાતાને દીનના રે મારી વારે ચડો,
દયા કરીને દેખાડો નિજ ધામ જો. સંઘાતી. ૭
પ્રસન્નને થયા રે લાગ્યું પાધરૂં,
ભય મટાડી ભાંગી ભવનો ભુખ જો;
ભૂધરના ભેળુ રે દરશણ આપતાં,
તનડું ટાઢું આપ્યું અવિચલ સુખ જો. સંઘાતી. ૮

## પદ ૪.

તનડું ને ટાઢું રે ગા ગોવિંદને,
ભટક્યો ભટક્યો જગમાં વાર અનંત જો,
ઝાંઝવાને તેં જળ કરીને જાણિયું,
જેથી તારી તૃષા ન ભાંગે જંત જો. મનડું. ૧
મોહ્યોને મોહ્યો રે મટકે નારને,
કામ ક્રોધનો આવ્યો નહીં કંઈ અંત જો;
સગાને કુટુંબી તુજને સાલશે,
માનીલે તું મારૂં ભજ ભગવંત જો. તનડું. ૨
ભરમેને મોહ્યો રે ભુંડા નાદમાં,
લીધા મૃગનાં પારાધીયે પ્રાણ જો;
એવીને ગતિયે રે મોહ્યો આળસુ,
ભટક્યો ભટક્યો માયા સંગ અજાણ જો. તનડું. ૩
જોતે ઝાંખો થઈને મુવો પતંગ જો,
ખોયાં ખોયાં પોતે પોતાનાં પ્રાણ જો;

એરીતે આથડીયો તું રે અભાગિયા,
હરિ વિસારી રાચ્યો ખોટે રંગ જો. તનડું. ૪
ધુતારા સંગે રે લોભી મરી ગયો,
લુટી લીધો અમુલખ એનો માલ જો;
એવીને ગતિયે રે ચાલ્યો આંધળા,
રોયો રોયો હજી ન આવી લાજ જો. તનડું. ૫
સંતેને કહ્યું રે તે નવ સાંભળ્યું,
કથા રે સુણતાં ફુટા તારા કાન જો;
આંખેને અંધો રે હરિજન દરશ વિના,
રખડ્યો ભુંડા વિના ગુરૂગમ સાંન જો. તનડું. ૬
સાધન નવ કીધું રે આ સંસારનું,
ધિક્ક ધિક્ક તું સમજ્યો નહીં નાદાન જો;
મોટામાં મોહ્યો રે ગરવે ગળી ગયો,
રડી મુવો કંઈ માયા બીજું માન જો. તનડું. ૭
અંતેને અવળી રે તુજને આવશે,
સંકટ મુખથી કહ્યા કથ્યાં નવ જાય જો;
ભૂધર ભજ બાંધી રે મુઠી લાખની,
ઉઘાડીએ તો આપે રહી વા ખાય જો. તનડું. ૮

## પદ ૫.

વા ખારો વલ્લભ રે લાજુ લૂટશો,
જમડા પકડી કરશે તારી ઘાત જો;
પસ્તાવો થાશે રે પુઠે અતી ઘણો,
હરીવિના તારો કોણ પકડશે હાથ જો. વા ખારો. ૧
અનંતને દુખડાં રે વીરા શું કહું,
તપાવશે કંઈ તપ્ત ભૂમિમાં તંન જો;
અસંખ્ય ને વીંછીની આગળ વેદના,
ભુલ્યો ભુલ્યો ભવસાગરમાં જંન જો. વા ખારો. ૨

હસ્તીને ઉપર રે તારી હાલશે,
ભોગવીશ તું અભિનવ અભિનવ ખાણજો;
વૈતરણીમાં વેહેવું તુજને નવ ઘટે,
રીત કરીને રટની પુરૂષ પુરાણ જો. વા ખારો. ૩
ભુંડોને ભમરાળો આપે ઊંધો થયો,
સાધ કહે તો ન આવે નજરમાં વાત જો;
મીઠીને મીસરી રે ખરને રૂચે નહી,
મૂરખ નરને સમજાવો બહુ ભાંત જો. વા ખારો. ૪
મૂરખને નવ રૂચે કથા એમ રામની,
સમજાવ્યો પણ સમજે નહીં કુજાત જો;
અવર ચંદીને પતિ કહે તું પકડજે,
કહુ સ્વામી મે તો મુક્યું મારા નાથ જો. વા ખારો. ૫
નુગરાને નિત નિંદા કરવી સંતની,
છાણ ગલોલે કીગે માન્યું સુખ જો;
ભમરાને કહે છે રે તારાં સુખ શિયાં,
જોઈ જોઈ જગત પતીની રીત જો. વા ખારો. ૬
પોથીનાં વેંગણ રે પંડિત પચી મુવો,
જાણ્યું નહીં કઈ આપે અદ્દકું રૂપ જો;
બીજાને બકતો રે તારે માથે બળે,
પગમા બળતો પોતે રાખી ચુપ જો. વા ખારો. ૭
એવાને અપરાધી જગમાં અતી ઘણા,
પાર વિના ના પીડા પામે જંન જો;
ભૂધરનો ભજની રે ક્રોડે કોક છે,
અવર ન રાચે મૂઢ જનોનાં મંન જો. વા ખારો. ૮

## પદ ૬.

એ મૂઢ આ મનને રે કેમ સમજાવિયે,
ત્રેવડ કરની તરવું કેવી રીત જો;

હરિજનની સંગે રે રટવો રામને,
ધીરપ લઈને કરવી પ્રભુ શું પ્રીત જો. એ મૂઢ. ૧
વિઠ્ઠલજી વલ્લભરે લેખાં માગશે,
રાઈ રાઈનો હરજી લિયે હિસાબ જો;
કીધાં ને કરતુક રે તેં તો અતી ઘણાં,
મુખે થકી કંઈ જડશે નહીં જવાબ જો. એ મૂઢ. ૨
મૂરખ મન સમજો રે મોકમ મારશે,
ત્યાં નથી કંઈ પોપાબાઈનાં રાજ જો;
આગળથી ચેતીને અરજી આપની,
હરિજન શરણે જા તો સિધે કાજ જો. એ મૂઢ. ૩
દાસને શરણે રે દીન ઉગારવા,
ભૂતળમાં કાંઈ પ્રગટ કર્યા છે સંત જો;
આરત કરીને આવે જે કોઈ શરણમાં,
ઉગારજો એમ બોલ્યા મોટા મહંત જો. એ મૂઢ. ૪
અનંતને અપરાધી હોય તો ઓધરે,
એણે મારગ ગજ ગુણકાદિ ઓધાર જો;
અજામેળ ઓદ્ધાર્યો એવી રીતથી,
નાનું મોટું હરિને નથી લગાર જો. એ મૂઢ. ૫
અનંતને દયા રે મન તુને શું રે કહું,
નામ થકી ઓધાર્યા દુષ્ટ અનંત જો;
ત્રાહી ત્રાહી કરી આવ્યો જે કોઈ શરણમાં,
જન્મ મરણમાં આવે નહીં તે જંત જો. એ મૂઢ. ૬
જોગને જુક્તિ રે કંઈ નવ જાણવી,
કળિમાં કેવળ નામ તણો પ્રતાપ જો;
તીરથને આ વ્રત રે તપ કંઈ અતી ઘણાં,
હરિ નામ સમ માંડી કહું ન માપ જો. એ મૂઢ. ૭
પુછીને જોયું રે રૂડા સંતને,
દ્રઢ કરીને લીધું હરીનું નામ જો;

ભૂધરનો મહિમા રે નિગમ નેતી કહે,
શેષ થકીત થઈ શરણ ગૃહે નિત શામ જો. એ મૂઢ. ૮

## પદ બારમાસી ૭.

અરે જીવ કારતકે મનડાની માંય, ચિંતન રાખ્ય નાથનું;
કરી લેજેની ચિતડા માંય, નાણું તારા હાથનું.
અરે જીવ ગાઈ લેજેની ગોવિંદ, અવસર રૂડો આવિઓ,
તુને હીરલો મલ્યો છે અમૂલ, ફેરો તારો ફાવિઓ.
અરે જીવ માગસરે મનડાને માર્ય, હરિ ભજ હામમાં;
તારા તનડામાં કરની તપાસ, સુખ લેની શામનાં.
અરે તારો અમુલખ અવસર જાય, સુનો શું ઘેનમાં;
ભાવે ભજી લેની ભગવાન, પડ્યો છે શું ચેનમાં.
અરે જીવ પોષે પ્રભુજીને પીછ, પુરૂષોતમ આપમાં;
તારી દેહડીમાં દીદાર, જો જે ગુરૂ જાપમાં.
અરે જા જે હરિ ગુરૂ સંતને શરણ, ભાવટ તારી ભાગશે;
બાળી દેશે જન્મનાં એ કર્મ, બુદ્ધિ તારી જાગશે.
અરે જીવ મહા મહીને મારા સમ, સમજી લેની સાનમાં;
નહી તો ધારણ વળશે ઘેન, રખડીશ તું રાનમા.
અરે તુને કહું છું વારમવાર, ભુલીને ભમીશમાં;
આવો રતન પદારથ જાય, માટે કહું છું રીશમાં.
અરે જીવ ફાગણ મહીને આ ફૂલ, સેમળનો સંસાર છે;
તેમાં મૂરખ મનડું લોભાય, ભજન જાણે ભાર છે.
અરે જીવ મુકી દેની માયા જાળ, ભજી લેને બ્રહ્મને;
તુંને હજી ન આવી સાન, ધિક્ક તારા કર્મને.
અરે જીવ ચૈતરે ચિંતા લગાર, નથી તારા ચિત્તમાં;
આવી માયા બળતી ઝાળ, પડ્યો શું પ્રીતમાં.
અરે તારો એળે ગયો અવતાર, પ્રભુને ન જાણિયા;
સેવ્યા નહીં તે સદ્‌ગુરૂ સંત, ધિક્ક તુને પ્રાણિયા.

અરે જીવ વૈશાખે વહી જાય, માયા મધ્ય પૂરમાં;
અરે તેં તો જરીએ ન રાખી બીક, જુવાનીના જોરમાં.
નિરખી છાયાને મરડી મૂછ, અભિમાની અંગમાં;
ધિક્ક ધિક્ક ધિક્ક મૂવા ધિક્ક, રાચ્યો જુઠા રંગમાં.
અરે જીવ જેઠે જગજીવન, જુગત કરિ જાણુ જે;
તુને ઓળખાવે ગુરૂ આપ, બ્રહ્મ સુખ માણુજે.
નાહીંતો મોકમ ખાઈશ માર, આડું કોણુ આવશે;
અંતે ખેલ ખાંડાની ધાર, તેહું જમ ફાવશે
અરે જીવ અસાડે અંતર ધ્યાન, ધરી જોની જીવ તું;
કોણુ બોલે છે આતનમાંહ, જોતાં થાઈશ શિવતું.
મારૂં માનીને મૂરખ ચાલ, ગુરૂજીના ગામમાં;
જેમ ભળે સાગરમાં લૂણુ, ભળીએ એમ શ્યામમાં.
અરે જીવ શ્રાવણે સંતની સેવ, આડી તુને આવશે;
મોટા મહાજન મર્મના જાણુ, તુજને છોડાવશે.
માટે સેવજે તું સાચા સંત, અંધારૂ નાસે ઉરતણું;
ચાતુર હોય તો ટાણે ચેત, મૂરખને કેવું ઘણું.
અરે જીવ ભાદરવે ભરપૂર, અવધ તારી ખૂટશે;
માર આપશે જમના દૂત, ત્યારે કેમ છુટશે.
માટે પાણી પેહેલી પાળ, બાંધી લે મન માયલા;
કર ભજન ઉગારે દીનોનાથ, સમજ રે તું બાયલા.
અરે એવો આસુ અંધારે મ કાઢ, માયાના પૂરમાં;
અંતે થાશે અવળા હવાલ, કેશે શું હજુરમાં.
માટે સમજીને ભજ ભગવાન, જમડા જખ મારશે;
જેણે નામે ધર્યો વિશ્વાસ, ત્રિકમ તેને તારશે.
અરે જીવ સમજાવ્યો બારે માસ, અધિક એક આવિયો;
તોએ તુને ન આવી લાજ, જમનો ફેરો ફાવિયો.
હવે છેલી બાકીના રામ રામ, હૃદયમાં રાખશો;
તો તો જખ મારે જમદૂત, હરિરસ ચાખશો.

## દોહરો.

બાર માસ પૂરણ થયો, અધિક થયો એક તેર;
સ્વામી સદ્ગુરૂ બાળકો, જાય પોતાને ઘેર.

## પદ ૮.

શાને સુતો છે મૂઢ ગમાર, કે જોઈલેની જાગી રે;
તારા ઘરમાં હાર્ણુ થાય, મૂઢ અભાગી રે. શાને. ૧
તારી આયુષ ધુતારાં હરિ જાય, સગાને કુટુંબી રે;
તુને ખોસી ખાયે નર નાર, રહ્યો શું વલુંભી રે. શાને. ૨
તારા બાળ બચ્ચાં સહુ વગોઈ, દેશે જમ હાથે રે;
તુંને સાન ન આવે ગમાર, ફજેતી થાશે રે. શાને. ૩
આવી દુરમતી મેલીને જાગ, સંત જગાવે રે;
તારી ભવની વ્યાધી જાય, જમ નવ ફાવે રે. શાને. ૪
તુને શીશી રીતે સમજાવું, સમજ નહી સાને રે;
તુને થયો છે રોગ અસાધ્ય, વળ્યો નહીં વાંને રે. શાને. ૫
નિત નિતે ભજન કર ભાઈ, કહું છું સાચું રે;
તારૂં આણું ઓચીતું લાવે કાળ, વળે નહીં પાછું રે. શાને. ૬
મૂરખ મુદ્દલ મુડિ કાં ગુમાવ, અવળી મતિ તારી રે;
ભાવે ભજીલેની ભગવંત, ચોરાસી કાં ધારી રે. શાને. ૭
ભૂધર ભાવ ધરીને ભજ રામ, શું શું સમજાવું રે;
નહીં તો મુવો તું મૂઢ ગમાર, વેળું ન આવે આવું રે. શાને. ૮

## પદ ૯.

આ તો વેળું આવ્યું છે તારા સમ, જપી લેની જાણી રે;
મુકી દેની તું મનડાની તાણ, ભજી સારંગપાણી રે. આ. ૧
હીરો ચડ્યો છે રંકને હાથ, મન કાં ગુમાવે રે;
કોડી બદલે રતન રોળાય, નજર તારી ન આવે રે. આ. ૨
આવો ગાફલ કાં તું ગમાર, કરમનો હીણો રે;
પડ્યું રત્ન ખુલે મેદાન, નજરનો કાં ઝીણો રે. આ. ૩

તારી નજર ન આવ્યું હરી નામ, જન્મ ગયો એળે રે;
શી રીતે સમજાવું શામ, કહું કઇ વેળે રે. આ. ૪
તુને જોર કરી જમદૂત, લેશે તેવે ટાણે રે;
પસ્તાઇશ મૂઢ ગમાર, નહી વળે નાણે રે. આ. ૫
મારૂં માનીને ભજ ભગવંત, ચોરાસી ટળશે રે;
પછી જખ મારે જમદૂત, આપે આપ ભળશે રે. આ. ૬
હુંતો કહું છું ભલાને માટ, મૂરખ લેને માની રે;
તારો સફલ થાશે વેપાર, નહીં આવે હાની રે. આ. ૭
હારે માંઇથી ભૂધર ઝટપટ ચેત, ચેતાવે ગુરૂ દાતા રે;
પાછી ધન્ય તારો અવતાર, પિતાને માતા રે. આ. ૮

## પદ ૧૦.

ધન્ય ધન્ય ધન્ય તેની માત, હરિરસ પીધો રે;
છાંડી લોક લાજ કુલ કાન, ઝીલી રસ લીધો રે. ધન્ય. ૧
તમે ભજીલ્યો મૂઢ ગમાર, મનખા દેહીમાં રે;
આવો સમો ન આવે વારેવાર, તપાસો વહીમાં રે. ધન્ય. ૨
તમે તપાસો જુનાં જંગ, ધોળામાં કાળાં રે;
તેમાં જુવો અભાગી રંગ, કાઢયાં શું દીવાળાં રે. ધન્ય. ૩
તમે કર્મ કર્યાં છે અપાર, ભવોભવ પ્રાણી રે;
હવે જપોની જુગદાધાર, હરિ લીયો જાણી રે. ધન્ય. ૪
છોડો છોડોની મમતનો મેળ, કહું છું સાચું રે;
જાઓ જાઓ તમારે ઘેર, ભટકવું ન પાછું રે. ધન્ય. ૫
ત્યાં સ્થિર કરીને વિવેક, નાખો થાણું રે;
મુકી દઇને આભવ જુઠી મીત, ન આવે જમ આણુંરે. ધન્ય. ૬
હુંતો કઉછું તારે માટ, સમજ તો સારૂં રે;
માયલા મનડા માની લેની શીખ, સહુ રીતે વારૂં રે. ધન્ય. ૭
મુકી અવરને ભૂધર શામ, છબીલો ગાની રે;
મેલી માયાને જુઠો જંજાળ, હરિજન થાની રે. ધન્ય. ૮

## પદ ૧૧.

માયા ઠગણી છે નાર ગમાર, ઠગે છે જગને રે;
આવે ઠગતી અનંત અપાર, પોંચાડી વગને રે. માયા. ૧
જેમ ઢીમર નાખે છે જાળ, મછને મરવા રે,
માંહી મારણુ ભરીને માસ, દેખાડે ન ડરવા રે. માયા. ૨
જેમ ગાન તાન સુખ માંહી, મૃગને પોકારે રે;
એના બાણે વીંધીને પ્રાણુ, ઓચિંતાં મારે રે. માયા. ૩
જેમ બાંધી પરોળીયે જાળ, માયા મધ્ય લાળી રે;
તેમાં ભરમાણા જીવ અનેક, નાખ્યા છે મારી રે. માયા. ૪
જેમ વ્યાઘ્ર દેખાડે છે હેત, પશુ પ્રાણ હરવા રે;
તાકી તાકી પકડે પીઠ, નહીં ઉગરવા રે. માયા. ૫
માટે સમજી ચાલો તમે સંત, આ ઠગણી નારી રે;
તમે રામરોને સીતા નાથ, ખડકી ઊઘાડી રે. માયા. ૬
જેને નામે તર્યા છે અનંત, મૂઢ અપરાધી રે;
તેને સમરો તમે શ્વાસો શ્વાસ, આવે નહી વ્યાધી રે. માયા. ૭
ભૂધર દૃષ્ટી કરી જુવો આપ, માયાથી અળગું રે;
ગુરૂ પ્રતાપે હરિ ગુણ ગાઓ, માયાને શું વળગું રે.માયા. ૮

---

# માવા ભક્ત કૃત.

## પદ ૧.

મૂરખ રાખ હૃદે માંહી રામ, અવસર આવો નાવે રે;
ઠાલો ભટકી મરે છે તમામ, નિગમ એને ગાવે રે. મૂરખ. ૧
તું તો ડાહ્યો થયો દિલમાંહી, તનમાં જાડો રે;
માલ્યો મસ્તપણાની માંય, પીરનો પાડો રે. મૂરખ. ૨
ધિક્ક ધિક્ક તારો અવતાર, ધિક્ક તારી માતા રે;
ધિક્ક ધિક્ક પિતા સુત ભ્રાત, આવી નહીં શાતા રે. મૂરખ. ૩

ધિક્ક સગાં કુટુંબ પરિવાર, માયામાં મુંઝાણો રે;
તુંને ડાહ્યો કહે બાધો દેશ, તેમાં સપરાણો રે. મૂરખ. ૪
તારૂં મન નવ કહે મોરાર, માયાને લોભે રે;
ભુંડા એળે ખોયો અવતાર, અંતે કોણ થોભે રે. મૂરખ. ૫
તુંને મોકમ પડશે માર, આડું કોઈ ન આવે રે;
તારૂં ડાહાપણ સગાં કુટુંબ, સ્વારથે ભાવે રે. મૂરખ. ૬
માટે ભજીલેની રઘુનાથ, જનમ નેરે નાવે રે;
જેનું નામ સુણી કંપે કાળ, ભવ દુઃખ જાવે રે. મૂરખ. ૭
માવા મેલી દેની માયા જાગ, કર્મના ફૂટચા રે;
તારો માનખો ધુળે રોળાય, દેવના રૂઠ્યા રે. મૂરખ. ૮

## પદ ૨.

આવો મનખો નાવે વારંવાર, કહે સંત જાણી રે;
તમે ભાવે ભજોને દયાલ, સારંગપાણી રે. આવો. ૧
જેના નામ તણો મહિમાય, નિગમ વખાણે રે;
નામ જપી જાણ્યું પ્રલ્હાદ, ગણિકા જાણે રે. આવો. ૨
નામે અધમ તાર્યો અજામેલ, દૂત આવ્યા હરીના રે;
લઈ પોહોચાડ્યો પોતાને ધામ, જુવો નામ મહિમા રે. આ. ૩
નામ સહસ્ત્ર મુખે જપે શેષ, શારદ સુખ માણે રે;
શિવ અખંડ લગાવે ધ્યાન, પારવતી જાણે રે. આવો. ૪
મૂરખ મનુષ્યા દેહના લોક, હરિ નામ લેજો રે;
આવો અવસર નાવે ફેર, કેહેવું હોય તો કેજો રે. આવો. ૫
હાથે હીરલો ચડ્યો એળે જાય, કાંકરડાને સાટે રે;
હું તો કહું છું જોડીને બે હાથ, તમારે માટે રે. આવો. ૬
ગર્વ મુકીને ગાવો ગોવિંદ, માથાને સાટે રે;
નહીં તો મોકમ પડશે માર, ઉગરશો નહીં આટે રે. આવો. ૭
માવે મનમાં જાણ્યું રઘુનાથ, ઘટોઘટ બોલે રે;
જપ તપ તીરથ વ્રત દાન, નહીં નામ તોલે રે. આવો. ૮

## પદ ૩.

નામ જપીને તું જુગમાંહે, જીત હારી બાજી રે;
તારી પલપલ પ્યારી જાય, સમજ મન પાજી રે. નામ. ૧
જેની નામ જપ્યું વાલ્મીક, ઉલટ કરી પ્રીતે રે;
આગમ ભાખી એકોતેર કોટ, રંગની રીતે રે. નામ. ૨
એવો નામ તણો મહિમાય, સમજ મન મારા રે;
સમજી લેની ગુરૂજીની સાન, દુઃખ જાય તારાં રે. નામ. ૩
તું તો પૂરણ બ્રહ્મને પિછાન, ઘટોઘટ બોલે રે;
ભજ હૃદય કમળની માંય, તાળાં તારાં ખુલે રે. નામ. ૪
પછે જોઈલેની તું જદુનાથ, સંતોની સાને રે;
મુકી દેની તું મનડાની તાણ, કેશવ ધરી કાને રે. નામ. ૫
જાય જન્મ મરણનું દુઃખ, રહે નહીં દેવું રે;
તારાં પલમાં પડળ થાશે પાર, પડે નહીં કેવું રે. નામ. ૬
તુને કહ્યું કહ્યાની રીત, તારે નથી રેવું રે;
તોય માને નહીં તારૂં મંન, પછે શું કેવું રે. નામ. ૭
માવો કહે શોધી લેની મંન, કયાંથી તું આવ્યો રે;
આવો મહા મણિ મનુષ્યા દેહ, શિયે પુન્યે ફાવ્યો રે. નામ. ૮

## પદ ૪.

તારાં પુણ્ય છે અપરમ પાર, માનવ દેહ મળિયો રે;
તેમાં જોઈ લેજે રઘુનાથ, થાજે માં ગળિયો રે. તારાં. ૧
જાજે સદ્ગુરૂ સંતને શરણ, તન મન અરપીરે;
એવાં દેજે સંતોને દાન, થાજે માં કરપી રે. તારાં. ૨
વાચાયે કરી કૃષ્ણ ગોવિંદ, ગરજ કરી ગાજે રે;
કર જે નવધા ભક્તિનો સાજ, એદીમ થાજે રે. તારાં. ૩
લે જે તનમાં તપાસીને આપ, જોઈ પંચભુતા રે;
કરજે નિશદિન અજપા જાપ, રખે તું સોતા રે. તારાં. ૪

નિત્ય નૃત કરીને નાચ, હરિની આગે રે;
મુકી દેજે તું મનડાની ભ્રાંત, રખે તું ભાગે રે. તારાં. ૫
સાચા સંતની કરજે સેવ, તન મન અરપી રે;
તારો સફળ થાશે અવતાર, જાજે માં ડરપી રે. તારાં. ૬
તું તો શૂરવીર થઈને ચાલ્ય, શૂરામાં ભળજે રે;
તુને માયા કરે તાણ તોડ, તેથી નવ ચળજે રે. તારા. ૭
માવા જડશે તારૂં મૂળ, હરીની દયાથી રે;
રખે ઉલટો ચાલે અબધૂત, મારા કહ્યાથી રે. તારા. ૮

## પદ ૫.

શાને સમજવિના નર મૂઢ, ગાફલ ગોથાં ખાવે રે;
સમજી લેની ગુરૂજીની સાન, દુઃખ તારાં જાવે રે. શાને. ૧
મારૂં માનીને ભજ ભગવાન, દીનોનાથ દાતા રે;
જુઠી જોની જગતની ઝાળ, નહીં સુખ શાતા રે. શાને. ૨
સુત વીત દારા ને માત, પિતા તારાં વૈરી રે;
ગુરૂ ગમ થકી ગાઈ લે ગોવિંદ, હૃદેમાં હેરી રે. શાને. ૩
જોઈ લેની તું તારૂં મૂળ, કોણ તું કેનો રે;
કર ભજન તો ભાવટ જાય, સપરાણો શેનો રે. શાને. ૪
તુને કહ્યું કથી બહુ વાર, જીતી બાજી હાર્યો રે;
તુંતો થયો મારકણો સાંઢ, રહે નહી વાર્યો રે. શાને. ૫
ભાવે ભૂધર ભજી લેની ભાઈ, ભય તારો ટળશે રે;
તારી ચોરાસી થાશે માફ, હરી તુંને મળશે રે. શાને. ૬
આવો દુર્લભ અવસર આજ, ઓચીંતો આવ્યો રે;
તારા જેવો નં દીઠો ગમાર, એળે શું ગુમાવ્યો રે. શાને. ૭
માવો કહે છે જો ભજીશ મોરાર, ભય જાશે ભાગી રે;
ગુરૂ પ્રતાપે ગાઈ લે ગોપાલ, જોઈ લેની જાગી રે. શાને. ૮

## પદ ૬.

જાગી જગતપતિને સંભાળ, મૂરખ મન મારા રે;
કરી લેની તું હરી ગુરૂ સેવ, દુઃખ જાય તારાં રે. જાગી. ૧
તુને કહ્યું કથી બહુ વાર, ધર્યું નહીં કાને રે;
આપે આપની વીસર્યો શુધ, સમજ વિના સાને રે. જાગી. ૨
તારી દેહડીમાં દેખ દીદાર, હરિ ગુરૂ સાંઈ રે,
છુટે ભવ બંધનનાં દુઃખ, સુમર રઘુરાઈ રે. જાગી. ૩
ભાવે ભજી લે કૃષ્ણ ગોવિંદ, હરિ સુખ દાતારે;
તારા ટળશે ત્રિવિધિના તાપ, થાશે સુખ શાતારે. જાગી. ૪
જેના વેદ કરે છે વખાણ, પાર નવ પામે રે;
સહસ્ર વદને શેષ નિત્ય ગાય, રંગ નવ શામે રે. જાગી. ૫
શિવ પ્રાશે હળાહળ ઝેર, નામ આધારે રે;
આપે અખંડ પૂર્ણાનંદ, જપે વારે વારે રે. જાગી. ૬
એવા દીન તણા દાતાર, નજરે તારી નાવે રે;
મૂઢ માયાનો થઈને ગુલામ, ગાફલ ગોથાં ખાવે રે. જાગી. ૭
માવો કહે છે માની લેની શીખ, અરજ અમારી રે;
જાય જન્મોજન્મની બીક, મરજી તારી રે. જાગી. ૮

## પદ ૭.

તારી મરજી પડે તો માન, કહું છું તારે માટે રે;
જુગતે જોઈ લેની જાદવનાથ, માથા સાટે રે. તારી. ૧
શું તું સુતો છે સ્વપના માંહી, જોની તું જાગી રે;
તારો ભજનવિના ભવ જાય, ચેત અભાગી રે. તારી. ૨
તારૂં મનડું મોહ્યું માયામાંય, રંગ લાગ્યો ખોટો રે;
તુંને રોગ થયો છે અપાર, રહ્યો નહિ ટોટો રે. તારી. ૩
માટે માની લેની મારી શીખ, જા સદ્ગુરૂ શરણે રે;
તારો ભવરોગ થાશે દૂર, શબ્દ ધારી કરણે રે. તારી. ૪

તારો મનુષ્યા જન્મ એળે જાય, ફરી ક્યાં મળશે રે;
ચેતી લેની તું ચિત્તમાં અજાણ, ફેરો તારો ફળશે રે. તારી. ૫
મૂરખ માયા મંડપને મેલ, તેમાં શું ભ્રમાણો રે;
ચાલ્યો જાણે છોગાળો છેલ, નહિ શરમાણો રે. તારી. ૬
મુવા સુરની પાસ પતંગ, તેવી તારી માયા રે;
મોટા મુવા મેલીને માળ, રાણીના જાયા રે. તારી. ૭
માવો કહે તેમાં તારો શું ભાર, મરે છે ફૂલી રે;
આ તો સ્વપનાનો જુઠ જંજાળ, જઈશ તું ડુલી રે. તારી. ૮

## પદ ૮.

ડુલ્યો ડુલ્યો દીવાળાની માંહી, વીસારી હરિને રે;
મુવે જુલમ કર્યો જગમાંહીં, ન જોયું ફરીને રે. ડુલ્યો. ૧
ગજા હીણોને ગરવે ભરેલ, માન્યો નહીં મદમાં રે;
જેમ દીપ દેખીને પતંગ, બળી મુવો હદમાં રે. ડુલ્યો. ૨
જેમ મછ પડ્યો માયા જાળ, રસનાને સ્વાદે રે;
માહી ખોયાં પોતાનાં પ્રાણ, વિચાર્યું ન આદે રે. ડુલ્યો. ૩
જેમ મેગળ માયા જૂઠ, દેખી લલચાણો રે;
આણ્યો ઓચિંતો પોતાનો કાળ, કામી ભરમાણો રે. ડુલ્યો. ૪
જેમ ચોરને સંગે શાહ, ચાલ્યો શુભ ધારી રે;
વાટે લુટયાં છે તન ધન પ્રાણ, જોયું ન વિચારી રે. ડુલ્યો. ૫
એમ મૂરખ માયા સંગ, હાર્યો જીતી બાજી રે;
એળે ખોયો આ મનખ્યો અમૂલ, સમજ્યો નહિ પાજીરે. ડુલ્યો. ૬
જા જા હરિ ગુરૂ સંતને શરણ, ઉગારસે આપે રે;
બાળી નાખે આ ભવનું બીજ, સ્થિર કરી સ્થાપે રે. ડુલ્યો. ૭
માવો કહે છે અરજી એક, છેલ્લી છે મારી રે;
તું તો સંગારી લેની સીતારામ, નીકાં ગયો હારી રે. ડુલ્યો. ૮

# મીઠા ભક્ત કૃત.

## પદ ૧. ઝીલણીયું.

સીતારામ સમજીને હો કેજો, લેજો હૃદે ધરી રઘુરાય કે;
અવસર આજે રે હો પ્રાણી, ગાફલ ગાયા વિનાં પસ્તાયકે.
સીતારામ. ૧
પંડ માંહિ પાપી રે હો પોતે, ઓળખી લેની તું આપનું આપકે;
જગતને જાણ્યું રે હો જેણે, ટાળી ટાળી ત્રિવિધી તાપ.
સીતારામ. ૨
ભરમે ભટક્યો રે હો ભુંડા, રખડ્યો રંક થયો ભૂપાળ કે;
જગજીવનને રે નવ જાણ્યા, સદ્ગુરૂ શબ્દે નાશે કાળ કે.
સીતારામ. ૩
ભટક્યો ભારી રે હો પ્રાણી, સુખ દુખ સરજ્યો રાયને રંક કે;
ગર્ભે ઘેર્યો રે હો તુજને, તપાસી લેની વળે છે અંક કે.
સીતારામ. ૪
દીન ઓધારણ રે હો દાતા, વાલો મારો ભક્તજનના પ્રતિપાળકે,
નામે નાશે રે જમ દૂતા, કબુધિ કંસ તણો જે કાળ કે.
સીતારામ. ૫
વાતુ હરિની રે હો કરીયે, મુકી માયા મીઠું ઝેર કે;
અંતે દુખડાં રે હો દેશે, પસ્તાઈશ થશે કાળો કેર કે.
સીતારામ. ૬
મૂરખ મનમાં રે હો જાણો, સદ્ગુરૂ શરણે જાસે બીક કે;
સ્થિર ઠેકાણે રે હો ઠરશે, લગનિ લાગી છે જેને ઠીક.
સીતારામ. ૭
મીઠો માલે રે એ સુખમાં, જોતાં હુંપદ ગળી થયું દૂરકે;
મનનું માન્યું રે હો પામી, થયો આપે આપ હજુર. સીતારામ. ૮

## પદ. ૨

લે મુને લાગી રે હો રામા, છોડ્યું ઘરનું સઘળું કાજ કે;
વિઠ્ઠલવરને રે હો વરવા, મુકી મેંતો લોકડીયાંની લાજ કે. લે મુને.

ભાનજ ભુલી રે હું મારૂં, જાણ્યો જુઠો આ જગ સંસાર કે;
ભ્રમના ભાગિ રે હો મારી, જાણે મુને ઘેલિ જગત નાદારકે. લે.
પ્રેમ કટારી રે હો લાગી, હરિ રસ ચોંટ્યો હૃદયની માંહ્યકે;
અંતર આપદ રે હો ભાગી, જુગતે જાગી જોયું ઘર માંહ્યકે. લે મુને.
માલ અમૂલખ રે હું પામી, મટી મુને જન્મ મરણની દાઝ કે;
દેવાં ટળીયાં રે હો સ્વામી, અવસર અભિનવ જાણ્યો આજકે.
લે મુને.
જંગમ જુગ્તિ રે હો જાણી, બાંધ્યું મારૂં મોહન સંઘાતે મંનકે;
વેણુ વગાડી રે હો વાલે, જમુના તીરે આનંદ ધંનકે. લે મુને.
શબ્દે સોંપી રે હો મુજને, વળતી રાખીને ધારણ ધીરકે;
અલખ આરાધો રે હો સજની, વાલો મારો તટ ત્રિવેણીને તીરકે.
લે મુને.
મનની મોટપ રે હો ત્યાગી, માર્યો મોહ મેવાસી ઠામ કે;
હું પણ હારી રે હો વાલા, તન મન ત્યાગ કરી તમામકે. લે મુને.
વંઠી વાટે રે નવ ચાલું, મનમાંહિ હરિ ભજ્યાની હામ કે;
મીઠે માંડ કરી હો જાણ્યું, સદ્ગુરૂ સંત બરાબર શામકે. લે મુને.

## પદ. ૩

અવસર આવ્યો રે હો પ્રાણી, ભાવે કરી ભજીયે પૂરણ બ્રહ્મકે;
તેજ તપાસી રે હો તનમાં, બાળો તમે કંઈક જન્મનાં કર્મકે. અવ.
સદ્ગુરૂ શરણે રે હો જાયે, અરપી હુંપદ આપે આપકે;
તનમન આવ્યું રે હો તેમાં, નિશદિન જપો જાઈશે જાપકે.
અવસર.
સામત ચાલો રે હો સેજે, નહીં ત્યાં કાયર નરનું કામકે;
અલખ અરાધે રે હો શૂરા, નિશદિન ઘટમાંહી સીતારામકે.
અવસર.

સંગત સાચી રે હો કરીયે, વિસારીને પ્રપંચને પાખંડ કે;
કુલ કુટુંબને રે હો તજીયે, સજીયે શુભ મુકી આડંબકે. અવસર.
બહુ અપરાધી રે હો આવ્યો, હરિગુરૂ સંત જાણીને શરણકે;
આપ ઉગારો રે હો સ્વામી, મટાડો ને કંઈક જન્મનાં કર્મકે. અવસર.
પાંચ પચીશે રે હો ખાધો, લાગો નેડે ત્રિવિધનો તાપ;
વ્યાધિ વારો રે હો વાલમ, હરિ હવે હાથ ગ્રહો જો આપ કે.
અવસર.
અરજી આપો રે હો એવી, આવી કરો હૃદે કમળમાં વાસ કે;
ઉજડ આપે રે હો વસશે, જમને ઝાલી પમાડે ત્રાસકે. અવસર.
મીઠો માંદો રે હો વાલા, સદ્ગુરૂ દીધી દવાઈ રામ કે.
અવરથી અળગા રે હો રેજ્યે, સંતમાંહી નિત વસે છે શામ કે.
અવસર.

## પદ. ૪

સદ્ગુરૂ સાચા રે હો સ્વામી, દુખી કાંઈ દુભે તમારૂં બાળકે;
માયા મનને રે હો વારો, શરણે આવ્યો હણે કાં કાળ કે. સદ્ગુરૂ.
સંત વખાણે રે હો મહિમા, પાળો હરિ બિર્દ તમારૂં તેજકે;
રીતે રાખો રે હો સ્વામી, સમરણ કેમ કરૂં પ્રભુ સેજકે. સદ્ગુરૂ.
વળગ્યો વાટે ને હો ઘાટે, મન ચળ્યું લોભ લાલચની માહીંકે;
હરિ ગુરૂ સંતમાં રે હોં સ્વામી, પાડે અંતર કેશવરાયકે. સદ્ગુરૂ.
અટપટ આંટી રે હો મુજને, સંતે જાણી જેને સેજકે;
તે મુને લાગી રે હો લાળે, પ્રભુ મારા કોણ મટાડે ભેજકે. સદ્ગુરૂ.
રખે વછોડો રે હો વાલા, તમે છો દીન તણા દાતારકે;
રાવનો રંકો રે હો રસિયો, કાચું કોણ કહે કીરતારકે. સદ્ગુરૂ.
આપે અંતર રે હો જાગો, ઓધારો દાતા દીન દયાળકે;
સિંહને શરણે રે હો વાલા, જંબુક ગ્રાસ કરે નહીં કાળકે. સદ્ગુરૂ.
ભુલ્યા મનને રે સમજાવો, ઓળખાવો આપનું આપે આપકે;
અનુભવ આપો રે હો મુજને, દેખાડો જળે સ્થળે જગ બાપકે.
સદ્ગુરૂ.

મીઠો માજા રે નવ મુકે, સદ્ગુરૂ સાંઈ તણા પ્રતાપકે;
ત્રિકમ તારો રે હો સ્વામી, નવ લહું પુનરજન્મનું પાપકે. સદ્ગુરૂ.

---

## સંતદાસ કૃત. પદ ૧.

સ્વપ્ન ઘેન જુગરી જુગત, કરલે તું નિહારી;
પિયુસે પતરાજી છોડ, બચનકી એ બારી. સ્વપ્ન.
અલ્પ તેરી ઉમર ગાફલ, કાહા ગઈ કાહા જાવે;
કરલે ખબર કાલ તોહી, પલ ઘડીમેં ખાવે. સ્વપ્ન.
છોડ દે અલાકી તેરી, ભજલે મેરા ભાઈ;
પછતાસી અંત સમે, માર બોત ખાઈ. સ્વપ્ન.
કામની ને કાયર કીનો, ભવનકી ભવાઈ;
આયુ તોરી ખેંચ લીની, અબ રહી સો જાઈ. સ્વપ્ન.
માન લે તું મેરી કહી, છોડ દે હરામી,
સુમરલે તું સાંઈ મોરા, સંતનકા સ્વામી. સ્વપ્ન.
કાલકા તું કર કલેવા, કામદે બહાઈ;
ઝપટ માર જુક્તિ કરી, ગુરૂ શરન જાઈ. સ્વપ્ન.
મનકી તું મુરાદ પકડ, ક્રોધ કટક જાઈ;
લોભ મોહ લટકી રહે, તૃષ્ણા દે તપાઈ. સ્વપ્ન.
મદ મત્સરકું લગી ધુમાડી, આપ ઉડી જાઈ;
સુખ સજયાપે પોઢ પ્રિતમ, સેવી લે તું સાંઈ. સ્વપ્ન.
આશા તેરી ઉલટ ભઈ, શ્યામકી સગાઈ;
સુગરા તું સંતદાસ, આઈ એસી ગાઈ. સ્વપ્ન.

## પદ ૨.

સુનલે મેરી સાંઈ અરજ, આપ લે ઉબારી;
દીનકે દયાલ પ્રભુ, દાસ મે તીહારી. સુન.

ભવ સાગરમે જાત બહ્યો, બિનાં નામ બારી;
સંતનકી સેવ કછુ, નજરસેં ન ન્યારી. સુન.
મેં પતિત નામ પાવન, પતિતકી કરારી;
અંતરકી આપ જાનો, કા કહું ઉધારી. સુન.
જીતની તેરી ગુનકી કીરત, પાવન પતકારી;
ઈતની મેરે ઓગુનકી, જાનિયે ખરારી. સુન.
અજામેલ ગજ ગનિકા, નામસેં નિકાઈ;
અધ તો મેરા તાસે અધિક, તાર તું રઘુરાઈ. સુન.
શરન આત લાજ રખી, સબકી તેં ગુસાઈ;
મહા પતિત પાવન કીને, નામસેં નિભાઈ. સુન.
અબતો સાંઈ મેરી બેર, લોભ લીયા લગાઈ;
દ્વાર પર્યો શ્વાન તાકું, મત દીજે ભગાઈ. સુન.
તાર તાર તાર તુંહિ, તપત દે બુઝાઈ;
ગજકીસી નાથ મેરા, અબતો બની આઈ. સુન.
કોન શરન જાઊં હરિ, આન દે દિખાઈ;
સુગરા કહે સંતદાસ, ભજુ રઘુરાઈ. સુન.

## પદ. ૩

અબ તો મન માન ગયા, સીતારામ કહેના;
સુખ દુઃખ કછુ નેર નાંહી, આનંદમે રેના. અબ તો.
મગન ભયા આઈ બની, સાંઈ દરસ દેનાં;
તનમેં તપાસ કીયા, સંતન કે બેનાં. અબ તો.
સેજ સીતારામ હરિ, નામ નિત લેનાં;
ખુશી હુવા આપ ખુદા, ઓરસે ન દેનાં. અબ તો.
તન રામ મન રામ, ધન રામ કેનાં;
રામ બીનાં ઓર બાત, જુઠ મતિ લેનાં. અબ તો.
કામ ગયા ક્રોધ ગયા, મોહકા ન દેનાં;
અંતરમે આશા નહીં, બીનાં નામ રેનાં. અબ તો.

મદકું મારી હટાયા, સદ્ગુરૂકી સેનાં;
તૃષ્ણાકું ત્યાગ દઈ, ભુતસે બનેનાં. અબ તો.
મછરકી માઠ ગતી, ઇરષા અલેનાં;
સાધ સંગ બેઠ બેઠ, ચલતી રનેનાં. અબ તો.
ફુટીસી ગોદરી, ખાટમે બીછોના;
જુતી લંગોટ અરૂ, કફનીકા કેના. અબ તો.
રોટી અરૂ દાલ નિમક, ભોજનકું દેનાં;
સુગરા કહે સંતદાસ, ઓર મતી ફેનાં. અબ તો.

## પદ. ૪

અરજી સુની આપ ગુરૂ, કેશવ દયા કીજે;
દીન પર્યો દ્વાર તાકું, ભગાઈ ન દીજે. અરજી.
માયા મેરો મન હર્યો, રામ કેશો રીજે;
દીનકે દયાલ નાથ, અબ તો દયા કીજે. અરજી.
દુઃખકો ન વારપાર, અબ તો તાર દીજે;
ચરન ચેન સીયા હરી, મેરી રાખ લીજે. અરજી.
પતિકું પતનીકી લાજ, અબતો દાન દીજે;
કોન શરન જાઉ પિયા, બીનાં ના પતીજે. અરજી.
મે અજાન આપ જાન, બેગલે મીલીજે;
આપદ ઘની જીવ એક, દૂરતો કરીજે. અરજી.
અંતરકી આપ જાનો, આપદા હરીજે;
લાલચમે લટક રહું, કબસે ભજીજે. અરજી.
સુની કે સનાથ મોહી, દ્વારમે દલીજે;
ભૂતલમે ભટક રહ્યો, ગંગમે ગલીજે. અરજી.
ધાવ ધાવ ધાવ પ્રભુ, કાજ તો કરીજે;
બાનેકી બોત રખી, મેરી રાખ લીજે. અરજી.
છેવટકી સુન મેરી, માફ શબ કરીજે;
સંતદાસ ચરનવાસ, જન્મ જન્મ દીજે. અરજી.

# અખા ભક્ત કૃત.

## પદ ૧. પ્રભાતી કેદારો.

રામ માયા બલવંત અતિ તાહરી, પેટમાં પેસીને સર્વ ખાધા;
અધિક થિયા તે અતિ ઘણું આફૂળ્યા, પંડિત જાણ ગુણિ ગળિયા બાધા.
રામ.

વાદ વિદ્યા તણી વર્ણવે પંડિતા, ઠામ પ્રભુ તણે થાય પોતે;
વર્ણાશ્રમ અહમેવ માર્યા મરે, જેમના તેમ જાય માયા મોતે. રામ.
કામને ધામ ધન તન ત્રિયા ત્યાગિયાં, વેશ વિજ્ઞાનનો કાઢી બેઠા;
ત્યાગ અહમેવ ગરવા થિયા ગુરૂપણે, તોલ્યા માયાયે ગયા હેઠા. રામ.
જેને સાધન આપ અધિકું કહે, તેજ સાધન એને બંધ રૂપા;
આપે ઊંચા ગણે અન્ય નીચા ભણે, ત્યમ ત્યમ પડે અતિ અંધ કૂપા.
રામ.

પોત પ્રકાશ નવ હોય પ્રભુ જ્યાં લગે, ત્યાં લગે અજા અલ્પ પીડા;
મુજને જે લહે તેજ ઉગરે અખા, બીજા નટ થઈ કરે કપી ક્રીડા. રામ

## પદ ૨. પ્રભાતી.

આ અવસર ભલો જોતું ચેતે હદે, સંસાર સરખો કદા નહીજ કેને;
અંત ઉડે એક પલકમાંહીં ખરે, રખે પતિયાણ સત જાણી એને. આ.
વણસે જે દણદણે કાળ સેજે હણે, અલ્પ સુખપણે નિત્ય મારે;
દેવ દાનવ માનવ નાગ નવ ગણે, કાળને મન સર્વ છે એક આરે.
આ.

શરણ જેનું ગ્રહે કલ્પે તે નવ રહે, જે અવ્યક્ત માંહીથી વ્યક્ત થાયે;
જ્યમ જ્યમ પ્રણવ ભરે ત્યમ ત્યમ ખોખાં કરે, ખેલ રમતાં રમતાં એ
જાયે. આ.

ખોટા વપૂવડે સાચો શિદ રડવડે, જો તારૂં મન અડે આવી વસ્તે;
તો લિંગનો ભંગ થઇ લેશ હું નવ રહે, સ્વપ્નાનું કંકણ તે જાગ્રત હસ્તે.
આ.

## પદ ૩. પ્રભાતી.

આપે આનંદ ઘન અણુછતી શી અજા, મિથ્યા મલી ખેલ ચાલે,
સત ચૈતન્ય સદા માયા મિથ્યા મળી, તે મધ્ય જીવ તું કોણ માલે.
આપે.

હું ન હતો ત્યારે જગત એમજ હતું, પંડ જાતે થકે અંત્ય એવું;
મધ્ય માથે લેવા લગે હું રહ્યો, નિદાન નાથ કરો તેજ સેવું.
આપે.

સમરથ સ્વામી તણુ અવર કોનું ગણું, જેટલું હું ભાગું તે થાય બીજું;
તુંહી સત સર્વથા મિથ્યા મારી કથા, શ્વાન શકટ જથા રીજું ખીજું.
આપે.

જેવો છઊં હું હરી તુજ શક્તિયે કરી, ન શકું આચરી નાથ નેમે;
દક્ષણુ ભૂષણુ મુને નિદાન સ્વામી તુંને, છાયા પુરૂષને શું હાણુ ક્ષેમે.
આપે.

દીસું છું હુ પણ નિદાન સ્વામી છે તું, કેને કહું જે કોણ બીજે;
હું હું ને કહું છઊં અખા પરણુમી, અંતરજામી તમે શું પતીજે.
આપે.

## પદ ૪. પ્રભાતી.

આતમા જાણુ રે આનંદ આજથી, અર્થ સઘળો સરે ઇશ જાણ્યો;
જે પ્રભુ વ્યાપી વિલસી રહ્યો જગ વિશે, કોટી રચનાયે રે વખાણ્યો.
આતમા.

સકલ ચરણે ચાલે ચિદાનંદ સદા, પ્રાણ ગૃહે પ્રાયુજ પોતે;
સુણે શ્રીનાથજી સકલ કરણે કરી, ભાવ ધરે બાહુ નેત્ર જોતે. આતમા.
તન મન ધન ત્રિકમ પરીવાર તે, ત્યમ કરે તાહરૂં શું રે લાગે;
માલ જેનો ફરી તેહને સોંપ તું, જન્મના કોટની ઝાઝ ભાંગે. આતમા.
જીવ જો નહીં કરે તો અવધે સરવે ખરે, કાળ ધસે પછી રહીશ રોતો;
પદાર્થ વણસતો જીવતું અણુછતો, ચેત તું ઊંઘમાં આપુ ખોતો.
આતમા.

જંતે જાણ્યા હરિ સંત સેવા કરી, જ્ઞાની ગુરૂ તણા ધરી વચન ચિત્તે;
કહે અખો સંત સેવેજ સીઝે નર, અન્ય ઊપાય નહિજ અંતે.
આતમા.

## પદ ૫. પ્રભાતી.

દેહ દેહિ તણો પાર જો જીવડા, અંધ પરંપરા શું રે ચાલે;
નામને રૂપતે ધ્રૂમ્ર તણા બાચકા, તેહને સત્ય કરી કાંય ઝાલે. દેહ.
નૃત્ય કીધા થકી નર એકે નથી, પાર વીના કહાં પરપંચ પોડો;
આકનાં તુર જેમ ઊડે દશો દિશા, વિના વિકસે દિસે બાધો ડોડો. દેહ.
તત્વ ચોવીશ ઇંદ્રિય ગુણ દેવતા, તે મધ્યે તું કીયો જો વિચારી;
ભૂત કલોલ બ્રાંતી પડે તે સમે, સેજ શક્તિ બ્રહ્મ મોરારી. દેહ.
અણછતું આપ અળવે શું ઊભું થયું, જેમ પુરૂષ પ્રસંગે પડછાયો થાયે;
કલ્પિત પીંડ બ્રહ્માંડ સઘળાં રહ્યાં, ત્યાં અણછતો તું કોણ આવે. દેહ.
પ્રીછ મય પાર છે સાર સંઘાતનું, શીતનું શમન જેમ હોય તેજે;
અન્ય ઊપાયછે આડ સૌને અખા, ઉપદેશ અણલિંગ જે સહેજે. દેહ.

## પદ ૬. પ્રભાતી.

સંતસું માહરે હેત નારદ બાહુ, દયા દીસે બાહુ સંત દેખી;
મારા તે જનને પલક નવ વિસરૂં, સ્થિર પ્રતી લઈ લીન લેખી. સંત.
કોઈક તીરથ કરે કોઈક વ્રત આચરે, કોઈ એકાંત રહી કાય શોધે;
કોઈક પૂજન કરે કોઈક મૌન ધરે, મારો જનતે મુજને આરાધે. સંત.
નારદ કહે પ્રભુ પ્રેમ કૃપા કરી, ભક્તના રૂપ તે પૂજ્ય કહીયે;
બાહ્ય ક્રીયા તણા દીઠા બાહુ સાંભલ્યા, પણ તેથકી અધિક તે કેમ
લહિયે. સંત.
કહે પરબ્રહ્મ નિદાન નારદ સુણો, પરમ વલ્લભ સ્વરૂપ મુજસું;
નવધા ભક્તને જે નર નવા સાધવા, તેહનો નિદેશ નવ થાય મુજસું.
સંતસું.
તન મન વચન સોંપી તે મુજને રહ્યા, તેટલું તેવિષે નહીંજ કેવા;
ઉત્તમોત્તમ તે હુંજ કહું છઊં અખા, તેહને લહે તે જાણ તેવા. સંત.

## પદ ૭. પ્રભાતી.

સંતનો મહિમા શ્રીમુખ કહે છે હરી, નારદ ચિત ધરી સત્ય માને;
ભક્તના કોટ અપરાધ વિશ્વ કહે, કૃષ્ણ કહે કીચિંત ધરૂં ન કાને. સંતનો.
સંત શરીર તે નિજ ઘર માહરૂં, બાહિરૂં દાસથી નહિંજ મારે;
સંત ત્યાં સૌ મધ્યે વિશ્વ વિશ્વેશ છઉં, સંત શરીરમાં સર્વ પ્રકારે.
સંતનો.
કાષ્ટમાં અગ્નિ જેમ લોક ચૌદે રહ્યું, સંત કને રહું દીપ ન્યાયે;
સદા સુખાધીપતે સંત કેરૂં હૃદે, સત્ય સત્ય કહું મન વચ કાયે.
સંતનો.
અવતાર ધરૂં તે ભૂભાર ઉતારવા, ચરિત્ર પૂરાં કરી ધામ આવું;
જયમ દામની ઝલકે ઝુબે અવની પરે, અંતે તેજ જઈ ઘનમાં સમાયું.
સંતનો.
નવ રહું સંતપખે સંત મારે વિષે, લોક અલગા લખે દોય ધાતા;
કહે અખો નારદ પ્રતી કહે શ્રીહરિ, સંત હૃદે મુજ પરમ શાતા.
સંતનો.

## પદ ૮. પ્રભાતી.

કહે પરમાત્મા સુણતું આત્મા, સમજ તું વાત મહા સંત કેરી;
હરિજન તે ઓળવ છે માહરૂં, જાતને વર્ણ મ પુછીશ ફેરી. કહે.
જાતને વર્ણ આધીન કુલ કર્મ છે, ઉત્તમ મધ્યમપણું કાંઈ ન લાગે;
કૃષ્ણ કહે માહરો જન જયારે થયો, કોટી કીલમિષ ભક્ત દેખી ભાગે.
કહે.
વિશ્વ સકલ રચ્યું ગોત્ર નાના વિષે, દેવતા તેહના ભિન્ન કહાવે;
અચ્યુત ગોત્ર જન જે કોઈ મારા થયા, જો મનક્રમ વચન મુજ
ચરણ આવે. કહે.
નારદ કહે સ્વામી વેષ વૈષ્ણવ રચી, અન્ય ઉપાસના દીસે કર્ત્તા;
ગોવિંદ કહે તેવા માયા રંગના, સંબંધ મારે કશો જેને અન્ય ભર્તા.
કહે.

માહરા જનનો લક્ષ તે હું લહું, નિરવહું સર્વ કૃત્ય તેનું;
જઠરાથી જનુની ગર્ભ જેમ જાળવે, એક થૈ વરતે સેજ જેનું. કહે.
વેષ પરમાણ તે વિધિ વરતવા લગે, લક્ષ પરમાણ કહે કંથ કમળા;
સત્ય સત્ય કહું માનજે તું અખા, એ ભક્ત દુર્લભ જે અંતર
અમળા. કહે.

## પદ ૯. પ્રભાતી.

સ્વે શ્રીનાથજી વ્યાપી વીલસી રહ્યો, તું હૃદે બ્રહ્મ કાંઈ ન જાણે;
અખીલ રાસસ્વામી તણો જો સદા, ભૂત ભુવનેશ્વર કારણ ભણે.
સ્વે.
સ્વે પ્રત્યક્ષ પોતે પ્રભુ વ્યાપ્યો વપુ, શ્રહરિ વીસરે સર્વ પ્રકારે;
ચરિત્ર જોઈ વંદવા રંચ નહીં નિંદવા, ઘાટ નહીં બેસે બીજું વિચારે.
સ્વે.
તું કોનો કયાં થકે કયાં લગે પ્રથમથી, તુજને તું નવ શકે વિચારી;
ચરિત્ર ગોવિંદનાં અદ્ભુત અટપટાં, તેને કાં મોકળે બુધ તારી.
સ્વે.
સામર્થ્ય જોઈ હરિ આલ નુછાવરી, કરી કરી નહી તું રીઝ રંગે;
જેજે વ્રત તાહરૂં નહીં તેથી બાહરૂં, એમ નિત્ય નાહે તું સેજ ગંગે.
સ્વે.
સ્વે કરણતા માંહે સરવે મળે અખા, ઉત્તમ મધ્યમ દુખ સુખ દાતા;
સકલ ભાવે સ્વામી ભાળે અખા, આપ અરપી કરી બેશ શાતા. સ્વે.

## પદ ૧૦. પ્રભાતી.

આતમા પામવા જે કોઈ ઈચ્છા કરો, સંતને સેવ જો મન સુધે;
ભવ રોગ વામવા વેષ ભાળ્યો લહે, જેમ અલ્પે આરોગ્યતા સાકર દૂધે.
આતમા.
સુલભ માર્ગતે સંત કેરી કળા, ઉપર ચાલ્યો જાય ઉવાટ વાટે;
પાંખને બળે જેમ પંખી પંથે પરવર્યા, તેમ સમજ આવી પોંચે
જ્ઞાન ઘાટે. આતમા.

ભક્તિ વૈરાગને પ્રેમ આતુરતા, નવધા કેરી સમજ નિહાળું;
પુરી સમજતો પુરા ગુરૂ થકી મળે, જેમ કુંચી વીના રૂંધીયું ભ્રમ તાળું.
આતમા.
મોટી દશા વિના મનને નવ લહે, ઉગ્ર ખુધે કરી જાય આધો;
તેમ સંતને સેવતાં મહા સુખ પામિયે, આત્મા ઉદય થાયને
ટળે ધોધો. આતમા.
જો તુંને ઉત્કંઠા હોય પરિ બ્રહ્મની, તો પરવર પેલો સત સંગે;
સંગત કરતો એમ કરજે અખા,પ્રગટે પ્રાણ નાથ પોતે અંગે.આતમા.

## પદ ૧૧. પ્રભાતી.

આ અવસર તારો નહી રે આવે ફરી, માનજે મન ધરી સંત સેવા;
સંત સંગત કરે અર્થ સરવે સરે, કોટી મળી નથી અન્ય દેવા. આ.
જોતું સ્વરગે ધસે વળે તું પાછો પછે, ચરણ અંબુજ ઇછે અચળ આલે;
તેની વાટ સંતજન લહે અનુભવિને કહે, જોતું અનેક વચન પાળે.
આ.
મનહીં ચિંતન કરી ઓચરે હરિ હરિ, મન વચ કર્મને વળી કાયા;
અંતર તે ડસટશે બાહેર જાગે હશે, કહે અહોનિશે રામરાયા. આ.
તનમન તે નવ ગણે શરણે હરિ તણે, અહં.નવ ગણે સ્વપ્ને કદાસે;
આપ અરપે નિશ્વાસ મુકી ખપે, તેમ તપે જેમ અગ્નિ ભાંડ
પાસે. આ.
સંત મહિમા બહુ સુરમુની જન કહે, સાહુ ઓર ગાયે કરી જોગ ક્ષેમા;
લાભાલાભ સંત જેનો અંત આવે નહીં, ભક્ત ભગવંત અખા સેવો
અંત્ય પ્રેમા. આ.

## પદ. ૧૨ પ્રભાતી.

સ્વામી સ્વભાવ તે અભિનવો અટપટો,કલપ્યો નવ જાય કોણેજમીઠો.
બ્રહ્માંડ જો તે થકે ભેદ ભાસે ઘણા, પ્રતીનો પાલક એજ દીઠો.
સ્વામી.

સ્વામીજી સેજમાં કોઈ શરણ આવી ગયો, દષ્ટે પડી ગયો નાથ ફેરી;
તે પ્રીતિનાં મૂળ પાતાળ મુકી વર્યા, ઉખડે નહી કદી પાછાંજ ફેરી.
સ્વામી.
એહ તો જાણ શ્રીરંગ સમ કોઈ નહીં, અવગુણ નવગણે ગુણ તે ગાય;
જેમ શોકીક જાણી સૂરને નવ તજે, અંબુજ ઈછા કરી સામો થાય;
સ્વામી.
કરમના ફળ તે ભોગ ભોગવે ખપે, પ્રીતિ પરિબ્રહ્મની અધિક વાધે;
જેમ સુવર્ણ સદા પરખે એક વાનો વધે, ધાત બીજી શોધી ન લાધે.
સ્વામી.
હરી તણા હેતમાં સુખ સરવે મળે, વૃથા તરંગણી પાર આવે.;
કહે અખો નાર જે નાથને ઉરવસી, તે સુખ તુલ્ય એ કોઈ ન
આવે. સ્વામી.

---

## કૃષ્ણ ભક્ત કૃત.

### પદ ૧. રાગ ધોળ.

ઉપનિશદનાં સરવડાં વરસે, અનુભવી જો ત્યાં વિજળી પરસે,
કૈવલ્યમાં શુદ્ધ ચૈતન્ય દરસે, તો સાતમી ભોમિકા માલતાં રે;
જ્ઞેય જ્ઞાતાનો ગર્ભજ ગળિયો, તત્પદ ત્વંપદ અસીપદ મળિયો,
સ્વપદ માંહે જઈને ભળીયો, તો નિરગુણ મારગ ચાલતાં રે.
જીવન મુક્ત દશા છે સારી, આતમરામ સદા સુખકારી,
ભામણાં લઈ જાઊ બલિહારી, તો મરજીવા એના ભોગિયા રે;
સંશયરૂપી સર્પના ડસિયા, મન વાણીથી અગોચર વસિયા,
સેજાનંદ સમાધીના રસીયા, તો આગુલીંગી અબધુત જોગિયા રે.
વાક જાળનાં સાધન શમતે, અરક ઉગે રજની આથમતે,
વેદના મસ્તક ઉપર રમતે, તો સાક્ષાત્કારે શોભિતા રે;
ફળ રૂપી ચૈતન્ય માંહી જો તે, સાક્ષાત્કાર સદોદિત હો તે,
સતચિત આનંદ રૂપજ પોતે, તો સ્વાંપદ માંહેના લોભિયા રે.

નેતી નેતી વિચાર વિશેષે, શાખા ચંદ્ર નવ હોય લેશે,
મુક્તા ખેલે અબધુત વેષે, તો દેહનો આભાસ ધારતા રે;
હંસ ગતિને બગ શું વખાણે, આપ જાણીને અનુમાન આણે,
કૃષ્ણજી અનુભવી હોય તે જાણે, તો વિદેહની છે એ વારતા રે.

## પદ ૨.

સંશયરૂપી વળગ્યો છે વીછું, આપોપું બાંધ્યું અણુ ઈછ્યું,
પામર પ્રગટ પોત ન પીછ્યું, તો કબુધ કાળના કોળીયા રે;
ભુલે ભરમીયા વિધ વિધ ભાતે, જીવપણું માન્યું જુજવી જાતે,
વ્યાજ ચડી ગયું વાતની વાતે, તો મૂળગા માહીંથી ઢોળયા રે.
જીવપણાના ભાવમાં જડિયા, પરોથા ભાવની આડમાં અડીયા,
વૈખરિને વિશ્વાસે પડિયા, તો વાક જાળની ઓટમાં રે;
આપ આપણાં અનુમાન આણે, પરતંતર કરે તાણા રે તાણે,
વસ્તુ વિચારીને વાત ન જાણે, તો ઉરમીયે લીધા ઓટમાં રે.
અણ છતા આભાસને પેખી, આવરણ માંહે આંખ અદેખી,
છે છતી વસ્તુને નાખે ઉવેખી, તો ઈશ્વર કહે તે ઉલટી રે;
અચરજ વારતા કોઈક માને, જેને ગુરૂ ગમ લાગી રે કાને,
ઉલઝણાં ભાંગે કૈવલ્ય જ્ઞાને, તો સજ્જન આવે સુલટી રે.
મહાવાક્ય વિચારીને જોયે, એક વિના બિજો દિસે ન કોયે,
આતમ બોધનો અનુભવ હોય, તો અધિકારીયાને ઈછે તો રે;
લોભાયા સમ રસને ચટકે, અવરાયા ઉરમીને મટકે,
કૃષ્ણજી તત્વ દર્શન અટકે, તો પાધરો મારગ પીછતો રે.

## પદ ૩.

સાચા ગુરૂનો સંગ નવ કીધો, આપનો અનુભવ નવ કાંઈ લીધો,
બ્રહ્માનંદ રસ નવ પીધો, તો છતે અણછતા રડવડ્યા રે;
આશંકા નવ થાય રે અળગી, સતચિત આનંદ જોયાના સળગી,
વાસના લિંગ શરીરે વળગી, (તો) જીવપણું લઇ ઝગડ્યા રે.
સૂક્ષ્મ શરીરની વાસના બાંધી, સંશય કર્મની સાંકળ સાંધી,
અજ્ઞાનને આવી ગઈ આંધી, તો આપને નવ શક્યો છોડવી રે;

અંજાઇ ગઇ અંધીમાંહી આંખે, મલિનપણે માયા રસ ચાખે,
વાક જાળ માંહી ધુચવી રાખે, તો બુદ્ધિયે ગટબડ ગોડવી રે.
સાચા ગુરૂને સરવસ આપે, સંકલ્પ વિકલ્પ રાગ ન વ્યાપે,
પાછલા ભવને પુણ્ય પ્રતાપે, તો પરમાર્થીને પામિયા રે;
માહનુભાવની સંગત કરિયે, વચન કહે તે મસ્તકે ધરિયે,
શબ્દના માર્યા જીવતા મરિયે, તો આવરણ વિક્ષેપ વામિયા રે.
થા સુખી નિજ લાભને પામી, સળંગ સૂત્ર જોયે અનુભવ સ્વામી,
જયાં ત્યાં ભરપૂર અંતરજામી, તો અવર નહીં કોઇ આતમા રે;
અણછતા બોલે કૃષ્ણજી ઉભા, આપોપણાની લાલચે લોભ્યા,
સ્વાંપદ માંહે સ્વમેવ શોભા તો, પરમ પુરૂષ પરમાત્મા રે.

## પદ ૪.

આપણ કહાવ્યા આપણ પાની મોજે, તત્વમસી મહા સન્યાની ફોજે,
ભક્તિ વૈરાગ લક્ષણની ખોજે, તો પોતે જોયું પોતા ભણે રે;
આપના અજ્ઞાનને ધોરો, વિશ્વ તૈજસ પ્રાજ્ઞપણે પોરો,
શુદ્ધ સાક્ષીમાં છે નિર્દોષે, તો અસ્તિ ભાંતિ પ્રિયપણે રે.
આધાર ભૂત છે આનંદ મૈયે, સ્થૂલ સૂક્ષ્મ કારણ અનવૈયે,
ત્રિપુટી રૂપ થૈયે ધ્યાતા ધ્યેય, તો જુગદાકારને અનુભવે રે;
મન બુદ્ધિ અહંકારને આશ્રે, મલિન ચિત્ત ઉપાસીને સ્વાંગે,
ભોગાય તનના તન વિતરાગે, તો પ્રારબ્ધ કર્મને ભોગવે રે.
ત્રિપુટીનું ચૈતન્ય સાક્ષિને ભાસે, જુગલ હવું જીવ શિવની આશે,
વિશ્વ વિલસી રહ્યું વિશ્વાસે, તો ઉદ્ભવ અભિનવ નામનો રે;
બ્રહ્માનંદ વાત વડી છે, મહા મોંઘી શિરા સાટે જડી છે,
નિર્વાણ પંથને પાસ પડી છે, તો અનુભવ આત્મા રામનો રે.
જ્ઞાન ચૈતન્ય તણે ઘોડલે ચડિયો, શૂર સંગ્રામના ક્ષેત્રમાં ભડિયો,
ગુરૂ મરજીવાને શબ્દે વઢિયો, તો બ્રહ્માનંદ ધન ભૂપ શું રે;
સમરસ આતમ અનુભવ કરતો, મીન વિહંગમની વાટ વિચરતો,
કૃષ્ણજી જીવપણું લઇ વર્તમાન વર્તે, તો નિજાનંદ નિજરૂપ શું રે.

# પુરૂષોત્તમદાસ કૃત.

## પદ ૧. પ્રભાતી.

બ્રહ્મઅગ્નિ આપથી અચાનક પ્રગટ થઈ, આપની અગ્નિયે આપખાધો;
વાયુથી વ્રેહની વચમાં પ્રગટી, પ્રકૃતી વનનું મૂળ દાઝયું. બ્રહ્મઅગ્નિ.
સદ્‌ગુરૂ શબ્દ વૈરાગ વાયે કરી, અગ્નિ તણા કાળની જ્વાળા કીધી;
વિશ્વની વાસનાનુ મૂળ બાઘ્રૃં ગળ્યું, વશ કર્યું એહી લોક પરલોક સુધી. બ્રહ્મઅગ્નિ.
હું ટળ્યું સો હરિસું સ્વપ્ન સમી ગયું, જેમ હતું તેમ જોયું માપે;
આદોને અંત મધ્યે એક સ્વે આત્મા, રહ્યો અદ્વૈત અખંડ આપે. બ્રહ્મઅગ્નિ.
દ્વૈત સઘળું ટળ્યું વાસનાલગ ગળ્યું,લવણ અમ્બુજ મળ્યું જેમ પાણી;
આપથી ટળી ગયું જળમાં મળી રહ્યું, આપે આપની જાત જાણી. બ્રહ્મઅગ્નિ.
જાત જાણ્યા પછી જગત જુઠું થયું, રજ્જુ ભુયંગનો ભય ભાગો;
પુરૂષોત્તમ કહે પોતાતણું મીછતાં, સ્વે સ્વરૂપમાં લક્ષ લાગો. બ્રહ્મ.

## પદ ૨. રામગ્રી.

નામ જપીલે મારા નાથનું, ટળે ત્રીવિધીના તાપ;
હારદ ગોતો રે ગોવિંદનું, જપો સદગુરૂ જાપ. નામ. ૧
જેને નામે અનંત ઓધારિયા, પાપી દુષ્ટ અપાર;
જમડાનું જોર ફાવે નહીં, જેને નામ આધાર. નામ. ૨
નામ મહિમા અગમ અપાર છે, શેષ શ્રુતિ નિત ગાય;
લેશ પાર પાવે નહીં જુવો, હરિ નામ મહિમાય. નામ. ૩
નિશ્ચય નામ ધારો રઘુનાથનું, દુજો દૂરી ઉપાય;
રટણ કરો રૂડા રામનું, જેથી કારજ થાય. નામ. ૪
મન અવર ન કરિયે ઉપાસના, મુકી સીતાના શામ;
ફાંસી ગળામાં નવ ઘાલિયે, સાધન સૌ તે તમામ. નામ. ૫

માહરૂં માનીને ભજને મોરારને, તજ અવર અનંત;
નારદ શારદ ગુણ રટે, રિપુ કામ ને વળી સંત. નામ. ૬
મૂરખ માયા રંગ પતંગ છે, પલમાં ઉડી રે જાય;
મોટા મોટા મુંઝાઈ રહ્યા, એવો મહા મહિમાય. નામ. ૭
સદ્ગુરૂજીને શબ્દે જાગિને, જોઈ લે જગત વિલાસ;
સિંહ અજામાં કાં રઝવડે, તારા તનમાં તપાસ. નામ. ૮
આ તો જુઠી બાજીયે ભોળવ્યો, પામ્યો મનરે આનંદ;
ખરૂં ખોટું નવ તપાસિયું, ભુલ્યો પરમ આનંદ. નામ. ૯
આતુર ચેતે રે ચિતવિષે, મૂરખ માને નહીં મંન;
અભિમાની રૂડો અંગમાં, છાયા ન્યાળે શું જંન. નામ. ૧૦
હું તો કહું છઉં સારૂં તારા અર્થનું, પાજી મનમાંહી ન લાજ;
કાળ ઓચિંતો આવશે, ગ્રહે જયમ તેતર બાજ. નામ. ૧૧
એમ તુંને રે ઉપાડશે, ભુલ્યો માયલા રે મંન;
જાણ્યા વિના હરિ નામને, રખડ્યો ભુંડા રે જંન. નામ. ૧૨
નામ જપ્યું જો પ્રલ્હાદજી, હરણાકંસનો બાલ;
કાલ કબુદ્ધિને મારિયો, પ્રગટ્યા સ્તંભે મોરાર. નામ. ૧૩
વારે ધાયા જો ગજેંદ્રની, કીધી નક્રની સાર;
એક કરતાં બેઉ ઓધર્યા, લીધો નામ આધાર. નામ. ૧૪
ગુણિકા પોપટને પઢાવતી, કહેતી મુખ શ્રીરામ;
અવર સાધન નહીં ઉર વિશે, તેની પુરી રે હામ. નામ. ૧૫
અજામેળે ધર્મ વ્રત શું કર્યા, જેના પાપનો પાર;
ગણતાં અંત આવે નહીં, તર્યો નામ આધાર. નામ. ૧૬
જેની વાલ્મીક આગે કોણ હતા, લીધો નામ આધાર;
કોટી એકોતેર ઓધરી, નામ વિના ન સાર. નામ. ૧૭
માટે મન તુંહી ચેતીને ચાલજે, જપી મુખથી શ્રીરામ;
માની શિખામણ સંતની, નહી કાંઈ નામ સમાન. નામ. ૧૮
કળીમાં સાધન કેવળ હરિના નામનું, અવર નવ આવે કામ;
હરિજન હેતે વિચારજો, રાખી હ્રદેમાં રામ. નામ. ૧૯

આશા રાખો રે હરિ નામની, અવર આશે નિરાશ;
તત્વ ત્રિલોકનું નામ છે, જપે જે નિજ દાસ. નામ. ૨૦
માટે મનરે માની લેની માહરૂં, હરિ ગુરૂ સંતને સેવ;
સરવશ લાગે રે સૂઝવા, કહે નામનો ભેવ. નામ. ૨૧
અંતરજામીને ઓળખાવશે, કહેશે પોતાનું પોત;
અહંકૃતી ઉર તણી નાસશે, તારા તનડામાં ગોત. નામ. ૨૨
તુંને વાત અમૂલ્ય જણાવશે, નિશ્ચય દેશે રે નામ;
આપોપું ઓળખાવશે, સરશે સઘળું રે કામ. નામ. ૨૩
આવાગમન ફેરા તારા ફીટશે, સરવશ સુઝશે શામ;
ધ્યાન ધણીનું ધારજે, રટી દિવસને જામ. નામ. ૨૪
પરિબ્રહ્મ પોતે પરમાત્મા, હરિ દેવના દેવ;
દયા રે કરશે દયાળજી, તારો ટળશે અહુમેવ. નામ. ૨૫
જગ સ્થળ અંતર ભાસસે, સૌમાં સરખો સમાસ;
કાષ્ટ અગ્નિ ઉસ રસ રહ્યો, એમ રામજી ભાસ. નામ. ૨૬
નાનું મોટું થાશે વેગળું, ઉત્તમ મધ્યમ આળ;
નામ પ્રતાપે નાસશે, જુઠી માયાની જાળ. નામ. ૨૭
માની મારૂં જા ગુરૂ શરણમાં, તારૂં ઉગરશે આપ;
દયા રે કરીને દયાળજી, કરશે માપ અમાપ. નામ. ૨૮
જીવ જોરે ભાવે તો માનજે, આ છે સંતનો બોધ;
વદતા ધાયા વારે નરહરી, કહે છે કાયાને શોધ. નામ. ૨૯
આંટી મુકી ઓલખિયે અંતરે, ગાયે ગોવિંદના ગીત;
કાલ ગતિ કુંઠિત થશે, ધરજે પદમાં ચીત. નામ. ૩૦
ગુરૂ ગમથી ગાજે ગોપાળને, ધારી ત્રિભોવન નાથ;
સંત સમાગમ સત કરી, લેજે પ્રભુનો સંઘાત. નામ. ૩૧
પદે પદે પરિ બ્રહ્મનો, લેજે નામનો બોધ;
ચિત્તે કહ્યું મન સાંભળી, તારી દેહમાં શોધ. નામ. ૩૨

# સુંદર ભક્ત કૃત.

## પદ ૧.

વામાં વહી જશે રે, ભજ તું ભાવ ધરી ભગવાન;
સાને ધસમસે રે, અંતે અવળી છે નાદાન. વામાં.
આતમ રામ રટીલે મૂરખ, વસ્તુ લે વિચારી;
નામ નકારી નરહરિનું, ચડમાં ખોટી લારી. વામાં.
હાથે કરવાં હાથે ભરવાં, આડું કોઈ નવ આવે;
સુખ સંસારી સ્વપ્ના જેવું, તુંને લાગ્યું દાવે. વામાં.
મધપુડો માંખી સંભાળે, રસ દુજો લઈ ખાશે;
અવળા એવા હવાલ તારા, સાથે શું લઈ જાશે. વામાં.
નકટા તુજને નાક નહીંને, ભુંડામાં ભરમાણો;
શ્વાન બરાબર કરણી કીધી, કદી નહીં શરમાણો. વામાં.
માન નહીં તો મરજી તારી, મુવા પછી પસ્તાસે;
કંઈ ન માણ્યો કહે કુટુંબી, રડી સ્વારથે ગાશે. વામાં.
માટે ધીંગો ધણી ધારની, સફળ કમાઈ તારી;
ઉરમાંહીંથી આંટી ટળશે, ભાવે ભજ મોરારી. વામાં.
સુંદર સાચું સમજી લેજે, હરિ વિના નહી બેલી;
સગાં કુટુંબી જોઈ જાળવી, અંતે દેશે હેલી. વામાં.

## પદ ૨.

ગાફલ ગા હરી રે અમથો, એદી કાં અથડાય;
ભજ તું ઘડી ઘડી રે, લઈને સતગુરૂ કેરી છાંય. ગાફલ.
જગ છે જુઠું જાણ હરિને, કરી પ્રભુશું પ્રીતી;
માહ્યલા મનને માન મનાવી, ચાલો સાચી રીતી. ગાફલ.
કાયા માયા કામ ન આવે, નાથ વિનાનું નાણું;
જમડા જોર કરે જો જ્યારે, પીરશું રહે સૌ ભાણું. ગાફલ.
દીન દયાળનો દાસજ થૈને, સેવા કરને સારી;
રામકૃષ્ણ ગોવિંદ રટી લે, રસના વશ કર તારી. ગાફલ.

હરિ નામનો મહિમા મોટો, ગાફલ કાંઈ નવ જાણ્યું;
આડી ચાલે અવલો ચાલી, અવસર ખોમાં નાણું. ગાફલ.
કથા સુણી લે કાન ધરીને, અભ્યાગત સંતોષે;
અભિમાન અળગું મુકીને, આરતથી મન પોષે. ગાફલ.
વિષય ફાસિયા લંપટ કામી, તેનો સંગ ન કરિયે;
વરસે ધારા વિધન તણી પણ, બીજું નવ આચરિયે. ગાફલ.
સંત સમાગમ નિશદિન સુંદર, ગુણ સર્વના ગ્રહીયે;
ભ્રમર ગ્રહે જ્યમ પુષ્પ વાસના,તત્વ સાર એમ લહિયે. ગાફલ.

## પદ ૩.

સાંભળ સંત કહે રે મૂરખ, થામા તું સપરાણો;
પાપી અભાગિયા રે, તુંતો ભજન વિના ભડકાણો. સાંભળ.
સગાં કુટુંબે ઘેરો ઘાલી, ઘરમાં હાણજ કીધી;
મારી કચરી મુક્યો મસાણે, તેં ચોરાસી લીધી. સાંભળ.
આછે અરજી અમતણીને, સુણજો સજ્જન કાને;
મન માની સાહેબને સુમરો, કાં ભટકો છો રાને. સાંભળ.
સગા સ્વારથી સૌ ધુતારાં, આયુષ લૂટી જાશે;
પાણી પેલી પાળ કરીલે, ગાફલ ગોથાં ખાશે. સાંભળ.
કામે લૂટ્યો ક્રોધે લૂટ્યો, લૂટ્યો ઠગણી નાર;
આશાયે તો અમર લૂટ્યો, મોહ ચડી તોખાર. સાંભળ.
મદમાં મૂરખ મરી ગયોને, પાડો ઘરમા પાળ્યો;
દુજાણું તો કાંઈ મળે નહીં, વાડો ઘરમાં ઘાલ્યો. સાંભળ.
સાચી પ્રીત તજી તેં હરિની, ખોટી ખલકે આણી;
ભાવ ધરીને ભજન કરી લે, પલ પ્યારી લે જાણી. સાંભળ.
માનીલે મારી શિખામણ, હાથે કરમાં હાણી;
પાપ કરીને પેટજ ભરીયું, સુંદર વાત ન જાણી. સાંભળ.

## પદ ૪.

માન ગોપાલ ભજીલે રે, આ તન પલમાં એળે જાય;
ભજતું ભાવ ધરી રે, રંકને રાઘવ જેવો રાય. માન.

રમતાં જમતાં રાઘવ રટિયે, કામ ધામમાં કહિયે;
સંત હરિની સેવા કરીયે, મગન માંહીથી રહિયે. માન.
આપદને મુકીને અલગી, ભજન ભડાકે જઈયે;
નિર્ણય નારાયણનો કીજે, સદા મગનમાં રહિયે. માન.
ગાયે ગુણ ગોવિંદના, ને તીરથ વ્રત સૌ કરીયે;
કેશવરાયની કથા સુણતાં, કોઈથકી નવ ડરીયે. માન.
ભક્ત જનોની સેવા કરીયે, કથણી દયે કાઢી;
નિંદાનું તો નાક વાઢીયે, ક્લેશ મુકીયે આઢી. માન.
સંત કહે તે કાને ધરિયે, બોલ પાળીયે બોલ્યો;
મૂરખ સાથે માઠ કરીને, શબ્દ નાખીયે તોલ્યો. માન.
સંગત કરિયે સાધુ જનની, દૂરજન દાટી દઈયે;
સંકટ પડતાં ધીરજ ધારી, રઘુનાથને કહિયે. માન.
છેલી છે શિખામણ મારી, સુંદર પદમાં રહીયે;
રામ રામ વિણ શ્વાસ જાય, તો ઘરમાં હાણી કહીયે. માન.

## પદ ૫.

સાધકની દશા સતગુરૂ બતાવે, જોઈ જોઈ ડગલાં ભરીયે રે;
નિત ઊઠીને મારા નાથને સાંભાળો, દૂરજન સંગથી ડરીયે રે. સા.
પરનારીસું પ્રીત નવ કરીયે, એકાંતે નવ ઓચરીયે રે;
પરઘર પરધન પડતાં મૂકીને, સંત સમાગમ કરીયે રે. સાધકની.
નિદ્રા નગણી તેનું નામ ન લઈયે, રામવિના નવ વાણી રે;
સંત સાધુની નિંદા ન કરીયે, સતગુરૂ વચન પ્રમાણી રે. સાધકની.
એકાદશી વ્રત પ્રીતે આચરીયે, આરતે અપવાસ કરીયે રે;
કથાને કીર્તન સાધુની સેવા, આળસ નિંદા થકી ડરીયે રે. સાધકની.
ખટરસ સ્વાદને અળગા મૃકીને, કામ ક્રોધને વિસરીયે રે;
નિત નિત નિરમળ નીરે નાયે, વાચાયે હરિ ઓચરિયે રે. સાધકની.
વેદ પુરાણને વચનેરે રહિયે, તીર્થ વ્રત સૌ કરિયે રે;
આરત કરી અવિનાશીને ભજીયે, બ્રહ્મ સાગરમાંહી ભળીયે રે. સા.

મન વૃત્તિ સૌ નિરમળ રાખી, સતગુરૂ વચને રહીયે રે;
રસના ઉપર રૂઠી રૂઠીને, રામ નામ નિત કહીયે રે. સાધકની.
શ્રી સતગુરૂને પાયે પડી નિત, પ્રીતે પ્રદક્ષણા કરીયે રે;
ભવ સાગરનો ભય નવ લાગે, સુંદર પદ લઈ તરીયે રે. સાધકની.

## પદ ૬.

મન તો હર્યું છે માવે બાઈ મારૂં, મન તો હર્યું છે માવે.
ઘરનું કાજ મુને કાંઈ નવ સૂજે, અન્ન સુખે નવ ભાવે. બાઈ.
મહીડાં ઢોરે મારાં બાલ ડરાવે, નિત ઉઠીને આવે દાવે. બાઈ.
કેજો સખીરી કોઈ માતા જશોદાને, સુંદર વર સમજાવે. બાઈ.

## પદ ૭.

આવો કહું એક વાતડી રસીલાજી, આવો કહું એક વાતડી;
સમી સાંજના તમે ક્યારે ગયાતા, ક્યાં ગુજારી રાતડી. રસીલાજી.
અમથી નારી કોઈ અદકેરી, લાગી તમારે સાથરી. રસીલાજી.
સુંદર વર તમથી અદકેરૂં, મારે નથી જાત પાતરી. રસીલાજી.

## પદ ૮.

નજર ન આવે કાનો બાઈ મારી, નજરે ન આવે કાનો;
આરે ગોકુળિયામાં રાસ રમે છે, મારાથી કેમ છે અછાંનો. બાઈ.
કોઈ કહે છે એને કાનુડો કપટી, કોઈ તો કેહે છે એને દાનો બાઈ.
સુંદર વરની શોભા નિરખી, હશે તે નહીં રહે છાંનો. બાઈ.

## પદ ૯.

પ્રેમ કટારી લાગી બાઈ, મુને પ્રેમકટારી લાગી.
તીર નવ લાગી તલવાર, નવ લાગી ઘાઘ દીઠો નહીં દાગી. બાઈ.
જળ જમુનાનાં ભરવાને ગયા તાં, મોરલીને શબ્દે જાગી. બાઈ.
સુંદર વરની શોભા જોઈને, લોક લાજ કુલ ત્યાગી. બાઈ.

## પદ ૧૦.

હાલો મારે ઘેર કાળા હો, નંદલાલ હાલો મારે ઘેરે કાળા;
ઘરે ચાલો તો તમને માખણ આપું, દેખાડો મોરલીના ચાળા. હો.
પાટ પીતાંબર પ્રીતે ઓઢાડું, રંગે રૂડાને રૂપાળા. હો.
સુંદર વરની શોભા જોઈ જોઈ, અસવારના થયા પાળા. હો.

## પદ ૧૧.

જાગી જુવોને અભાગી હોજી, રે તમે જાગી જુવોને અભાગી;
આરે ગોકુલિયામાં રાસ અખંડ છે, જન તો જુવે છે સુભાગી. હો.
અરધી રાતે ઝબકી જાગી, કાના સંઘાત વેણ વાગી; હો.
સુંદરદાસ કહે સતગુરૂ શબ્દે, જાગીને ભય સૌ ભાગી. હો.

## પદ ૧૨.

કાને કીધી છે ઘેલી, બાઈ મુને કાને કીધી છે ઘેલી;
કામણ ટુમણ કૈં મુને કીધાં, જાણે બોલાવી સૌ પેલી. બાઈ.
હવે કાનાને ભાવી છે કુબજા, તેમાં વિસારી મેલી. બાઈ.
સુંદર વરની શોભા જોઈને, હું તો હૈયામાંય રેલી. બાઈ.

## પદ ૧૩.

હાલો પાણીડાં ભરવા, સાહેલી હાલો પાણીડાં ભરવા;
એકલડાં અમે પાણી નવ જાયે, વાટે આવે કાન લડવા. સાહેલી.
મનમોહનનું મુખડું જોતાં, અમે પણ માંડિયે રડવા. સાહેલી.
સુંદર વરની શોભા નિરખી, વેણ કયે નહીં કડવાં. સાહેલી.

## પદ ૧૪.

સુતીતી ઘેનમાં જાગી, સખીરી હું સુતીતી ઘેનમાં જાગી;
સદ્ગુરૂયે મુને સેજે જગાડી, જાગી જોયું તો વેણ વાગી. સખીરી.
સૌ દુઃખ ટાળવા એક બ્રહ્મ ભાળવા, સદ્ગુરૂ શરણે હું લાગી. સખી.
સુંદરદાસ કહે કર જોડીને, જન્મ મરણ ભય ભાગી. સખીરી.

## પદ ૧૫.

માંખણ ખાવા આવો, હો નંદલાલ માખણ ખાવાને આવો;
ગાયો બજાવોને રંગે રમાડો, મુકો તમારો દાવો. હો નંદલાલ.
જશોદાજીના કુંવરને નિરખો, મનુષ્યા દેહીનો લાવો. હો નંદલાલ.
સુંદરદાસ કર જોડી કહે છે, ભોળે ભાવે હરી આવો. હો નંદલાલ.

## પદ ૧૬.

દુઃખ દે છે મુને દાડી જશોદા, કાન દુઃખ દેછે મુને દાડી;
હળવે લઈને હું બોલાવું, બીજે તો છેડલો ફાડી. જશોદા.
દૂધ દધીનાં માટ ફોડે છે, બાળક વછને રંજાડી. જશોદા.
સુંદરદાસ અટારો બારો, દુઃખ ખમાય કેમ દાડી. જશોદા.

---

## ગોમલજી ભક્ત કૃત.

## પદ ૧.

ઓધા અમને શું હરિયે કહ્યું, દારૂણ દુખ કેમ જાયે સહ્યું;
ગોકુળમાં રેવાય નહીં રહ્યું. ઓધા.
હરિ કહે છે ધ્યાન મારૂં ધરજો, પેરી ભેષ શૃંગાર પરહર જો;
તમે સૌ જોગણ થૈ ફરજો. ઓધા.
સંદેશો તો એવો મેલ્યો કહાવી, કેતાં તમને લાજરે નવ આવી;
એમ અમે નવ થૈયે બાવી. ઓધા.
શૃંગાર અમે ભક્તિ તણો સજીયો, રસિલો રસ રૂપ થૈને ભજીયો;
વિહાર રસ કેમ જાય તજીયો. ઓધા.
પટોળે ભાત પડી સોઈ પડી, ફાટે તોય નવ જાયે ઊડી;
શાને શિખ આપો છો કુડી. ઓધા.
ચતુર થૈ સમજાવો શાને, લાઠી લઈ સોંપો કુબજાને;
જોગી થાવું ગમે નહીં અમને. ઓધા.

અમે દુઃખ નવ દઈયે દમને, ફરી નહી શરમાવો અમને,
ઓધાજી કેટલું કહીયે તમને. ઓધા.
ઓધા અમે જોગી નવ થાયે, ભેળાં રમવા જમવાને જાયે;
અધુરા રસ પીયે નવ પાયે. ઓધા.
જગતો મથુરામાં ભાવે, ઓધા કેજો જઈને પેરાવે,
ગુરૂ ગમે ગેમલજી ગાવે. ઓધા.

## પદ ૨.

ઓધા હ્યાં કેમ હરિ નવ આવ્યા, મન કે વાંક અમારો લાવ્યા,
ભૂધરજીને કુબજાયે ભરમાવ્યા. ઓધા.
વાલે અમને વરવી હવે જાણી, પીવા પ્રભુ નવ રહ્યા પાણી;
ઉત્તમ કુબજા કીધી પટરાણી. ઓધા.
અમે સહુ નીચ કુલ નારી, વાલે અમને મેલ્યાં વિસારી;
ઉત્તમ કુલ કુબજાને ધારી. ઓધા.
આ હમણા થયું છે અલેણું, મથુરામાં વિશ વીસા લેણું;
તેનું કે બેસે નહીં મેણું. ઓધા.
જો તું તે આણી અમને દેતા, મેણું અમે લોક તણું સહેતાં;
હરિને હાજર સૌ રહેતાં. ઓધા.
તન મન ધન અર્પણ લઈ કીધું, આલિંગન અંતરગત દીધું;
બીજું કૈં વાલું નથી લીધું. ઓધા.
ારી લાજ મર્જાદ મેલી, ફરૂં ગિરિધર સંગે ઘેલી;
જેની બાંધી કુબજાસું બેલી. ઓધા.
અબળાની વારે કોઈ આવે, ચત્રભુજને પાછાં અલાવે;
ગુરૂગમે ગેમલજી ગાવે. ઓધા.

## પદ ૩.

ઓધા અમે જાણ્યું નોતું એવું; વાલાજીને મથુરામાં રેવું;
એવું સુખ કુબ્જાને દેવું, ઓધા અમે જાણ્યુંનો તું એવું.

અમે છિયે વિશ્વાસી નારી, ધુતારામાં ભેદ ઘણો ભારી;
વાલે મુને વગર મોતે મારી. ઓધા.
વાલે મારે પ્રથમ પ્રીત કીધી, ગોપિઓ સર્વે વશ કરી લિધી;
પછી અમને પીડા બહુ દિધી. ઓધા.
જો જો બાપુ સંગ કરતા એનો, બોલ્યામાં ઢંગ નથી તેનો;
ભરોંસો કેમ કરિએ એનો. ઓધા.
ધુતારે ધુતપણું કીધું, અમારૂં ચિત્ત ચોરીને લીધું;
પાણી ઘર પુછ્યા વિના પિધું. ઓધા.
મારગડામાં પડતા મેલ્યાં માવે, તેદિના અન્નપાણી નહીં ભાવે;
ગુરૂના ગુણ ગેમલજી ગાવે. ઓધા.

## પદ ૪.

માવે મોરલી વગાડી કોઈ તાનમાં રે,
મારૂં મન તો હેરાણું એની સાનમાં રે. ટેક.
અમે ખાતા પીતા તો ઉભા થયા રે,
હાથ ધોવાને પ્રભુ ભુલી ગયા રે.
એવી આતુરતા થઈ છે મારા અંગમાં રે,
રાસ રમવા જાવું વૃંદાવનમાં રે.
ફરે કુદડી ને તાળી પડે હીંચમાં રે,
મારો વાલો ફરે છે કીચો કીચમાં રે.
એને નિરખીને મટી જાએ દુઃખડાં રે,
ગુરૂ ગેમલ પામે ભવ સુખડાં રે.

## પદ ૫.

હરે મથુરામાં જાવા હરીને નહીં દઊં રે,
અબળાનું મોહનજી માનો કહ્યું રે. ટેક.
તમને તન મન ધન ચરણે ધરૂં રે,
વાલા તમથી વાલેરૂં બીજું શું કરૂં રે.

તમો કેશો તે સત્ય કરી આપશું રે,
કુબજાથી અદકેરૂં સુખ આપશું રે.
એમ કરતાં અમારા કહ્યાં નહીં કરો રે,
અમને માર્યા પછી ડગલાં ભરો રે.
ગુરૂગમે ગેમલ રથ ખેડશું રે,
સંગે સોળસે ગોપિયુ રેલશું રે.

## ધોળ પદ ૬.

મન ક્રમ વચને કહું તે માનજો રે,
સંત સાહેબમાં નહીં ભેદ રે.
સામૈયાં કીજે સંતનાં રે.
થાળ ભર્યા વધાવા સંગ મોતીયે રે,
ચોખા શ્રીફૂલ લીજે રે સાથ રે. સામૈયાં.
કેસર કુમકુમ ભરી રે કુંકાવટી રે,
અબીર ગુલાલ ઉડાડોની હાથ રે. સામૈયાં.
સંત સામા ચાલે અઘ જાએ છે રે,
ડગલે ડગલે જગન ફૂલ થાય રે. સામૈયાં.
સંત દરશન થકી ચોરાશી ટળે રે,
કર્મ કોટી જન્મ ફેરો જાય રે. સામૈયાં.
મળે સંત પોતા સરખો કરે રે,
મટે આપુને અભિમાન જાય રે. સામૈયાં.
જેમ મધ્યમ નિર ગંગામાંઈ ભળે રે,
તેને મધ્યમ નવ કહેવાય રે. સામૈયાં.
કેશર ચંદન ચરચો રે સંતને રે,
ચોખા ચોડોને વદન વિશાલ રે. સામૈયાં.
અબીર ગુલાલ ઉડાડો ઉમંગમાં રે,
જાય જાય રે જનમ જંજાળ રે. સામૈયાં.
ચરણામૃત લીજે સર્વે સંતનાં રે,
પાન કીધેથી જ્ઞાન પ્રકાશ રે. સામૈયાં.

મૂળ ભરમ સંશય સેજે ટળે રે,
હોય અજ્ઞાન તિમિરનો નાશ રે. સામૈયાં.
સંત ગાતા ગાતા ઘેર ઉતરે રે,
ધન્ય ધન્ય તેનું વળી ધામ રે. સામૈયાં.
તીર્થ અડસઠ ચાલી આવે આંગણે રે,
પૂરણ થાયે સર્વે મનનાં કામ રે. સામૈયાં.
ધન્ય ધન્ય માત ધન્ય તાતને રે,
ધન્ય ધન્ય કુટુંબ પરિવાર રે; સામૈયાં.
ધન્ય ધન્ય સંતોની જે સેવા કરે રે,
ધન્ય ધન્ય તેનો અવતાર રે. સામૈયાં.
ધન્ય દેશ નગર ધન્ય ગામને રે,
ધન્ય સાધુનો જે સ્થળે વાસ રે. સામૈયાં.
ધન્ય એમલજી કહે ભોમીને રે,
જીહાં વસે છે નિત હરિદાસ રે. સામૈયાં.

---

## રવિરામ કૃત ભજન.

### પદ ૧.

કોટ કલ્પનાં રે કર્મ મારાં દૂર થયાં રે,
સતગુરૂ શબ્દે રે ચરણ તમારાં ગ્રહ્યાં. ટેક.
પીઉ પીઉ મારા રે પ્રેમે પધારો, મુજપર કીધી છે મેર,
લાલચ્ય થૈ છે મુને લાલ મલ્યાની, થૈ છે લીલા લેર;
અખંડ બિરાજો રે, સદા જગદીશ તિયાં. કોટ.
પલ ન છોડું પ્રીતમ તમને, રાખું રૂદિયા માંહ્ય;
શું કરશે સોકડલી ધુતારી, જેની બુધિયે બળ નવ હોય.
મેહેરમ મેણાં રે તમ સારૂં સબળ થિયાં. કોટ.

હાલત ચાલત ઉઠત બેઠત, નિત નિત અધિકો સ્નેહ;
ત્રીવિધી તાપ તે તનમાં સમાણા, અમૃત ઉઠયા મેહ;
હવે નહીં ભાવે રે, વેતે અમે પુર વહ્યાં. કોટ.
સકલ ભુવનમાં તમ વિના, અવર ન દુજો કોય,
રવિદાસ રસ બસ હરિસું, આવાગમન ન હોય;
અંતર જાગ્યું રે, સુખ નવ જાય કહ્યાં. કોટ.

## પદ ૨.

તારાં પદ પરશ્યાં રે, ચારે જુગમાં ન આવું ફરી;
ભક્ત આધીન છે રે, ભક્ત પ્રતિપાલ હરિ. ટેક.
તારા રે રૂપની શોભા શી વર્ણવું,નિગમ થયારે સ્વરૂપ.
ત્રિવિધ તાપ ત્યાં તેને ન માને, અબળા આશ ભરોંશા;
સો પણ ભુલા રે, બળ અહંકાર કરી. તારાં.
કિરિટ મુકુટ સુંદર દળ લોચન, અમૃત નારે ભંડાર,
રામા કંઠ કમળા સંગ શોહે, જેનાં ધનુષ બાણ હથિયાર;
ભગતુના પાલણ રે, દૈત સંધારણ હરિ. તારાં.
રાજા સઘળા મળીને બેઠા, ધનુષ ન ભાંગે કોઈ;
રાવણ સરખા કૈંક.કચરાણા, જેની બુદ્ધિયે બળ નવ હોય;
રામ રામ કેજો રે, સીતામન ચિંતા ઘણી. તારાં.
રામ લક્ષમણ ગુરૂ સાથે આવ્યા, સવરા રચિયો ત્યાંય,
સીતાજીયે રઘુનાથને નિરખ્યા, અંગે ઉલટ નવ માય;
વાચા એહી પળજો રે, સુંદર વર સરસ ઘણી. તારાં.
બાળક રૂપ સકોમળ કાયા, હાથ લિધું કરમંઠ,
દૈત દેવતા દેખત ભાગા, કડાકો પુગો બ્રહ્માંડ;
જાન તેડાવે રે, જનકની કુંવરી વરી રે. તારાં.
પરશુરામ ખુંખારીને ઉઠયા, મનમાં આણી રોષ;
રામ લક્ષ્મણને સન્મુખ ભેટયા, બાણે કિધું બળશોશ,
હું છઊં તારો બ્રાહ્મણ રે, પ્રભુ તમે ચરા એ ચરી. .તારાં.

આગેરે સંત અનેક ઓધર્યા, તમે છો તારણ રામ;
અનેક જુગના ભુપ પ્રભુ, રવિદાસ કરે રે પ્રણામ,
નિજ નામ ગ્રહીયે રે, ટેક એક એક ગ્રહી. તારાં.

## પદ ૩.

ઓરા હરિ આવો રે, આગળ નજર તણી;
નિશિદીન નિરખું રે, શોભા તારી સરસ બણી. ટેક.
મારા સમ મારા સમ વાલા, અંધ ઘડી અળગા મ રહો,
તમવિના રે રંગીલા રસિક વર, કેશું લીજે રે લાઓ;
વિઠ્ઠલ વર પ્રેહેની રે, અમને દાઝ ઘણી. ઓરા.
અમેં અબળાપર આનંદ આણી, ભૂધર ભેટો અંગ,
આ તક છે ઉરપર લીધાની, ક્ષણું એક આકાર ભંગ;
દૂત વિધા મેલો રે, સુંદર વર સરસ ઘણી. ઓરા.
દેર દેરાણી નણંદને નણદોઈ, ગર્વે રચેલ છે બાહુ,
પાંચ મલી પીડે છે મુજને, કજિયો કરે છે નિત સાહુ;
છુપ્યા નહીં છૂપો રે, તમ સાથે આવી બણી. ઓરા.
કામને કાજ તમ વિનાનું, ગમતું નથી રે લગાર,
વેરે ને વેરે રે વાલા નહીં લાગો, નિંદા કરે છે નાર;
આંખ કલઠની રે, ખટકે છે કુબુધ કણી. ઓરા.
સામું જુવો સનમુખ થૈને, જાવા નહીં દઊં જરૂર,
રવિરેદાસ રસબસ હરિસું, હરખી મલોની હજુર;
પ્રગટ થઈ છે રે, સઘળે એ વાત સુણી. ઓરા.

## પદ ૪.

આ જુગમાં છેરે, દેહનું અભિમાન ઘણું;
તેણે કરી ભોગવે રે, આતમ જીવપણું. ટેક.
મન અભિમાની મને અભિમાની, તન અભિમાની કહે;
જુઠું બોલેને જુઠું રે ચાલે, લક્ષ ચોરાસી વહે;
ભજન હરિનું રે, બેસી નવ કરે આણું. આ જુગમાં.

સાચે મને સદ્ગુરૂ સાથે, હૈયે ન આણ્યું હેત;
સંતને ન નમ્યો હરિને નવ ગમ્યો, અંતર થયો રે ફજેત;
સુખ દુઃખ આવે રે, આનંદ નહીં રે આણું. આ જુગમાં.

આ મારૂં મારૂં કરતો પ્રાણી, ઝાઝી જતન કરે;
આ રે સંસાર સ્વપ્ન સરખો, અંતે અર્થ નવ સરે;
કૈ નથી લેતો રે, કારણ કળુષ તણું. આ જુગમાં.

જય વિજય અહંકારે ચઢિયા, રેતા પરોળ મોઝાર;
તું રે પશુ રામ પ્રલયનો, નામ વિના નિરાધાર;
જાશો એમ ઉડી રે, તુર જેમ આંક તણું. આ જુગમાં.

સતશાસ્ત્ર સદ્ગુરૂ થકી, હોય શુદ્ધ વિચાર;
આપ ટળે અભિમાન ગળે, કહે રવિદાસ પોકાર;
થાશો તદ રૂપે રે, રતી એક નહીં મણા. આ જુગમાં.

---

# મિરાંબાઇ કૃત ભજન.

## પદ ૧.

મચકારા મંદિરીયે આવ મચકે તારે મોઈ રહી છું. ટેક.
વજે વજે ભાતનાં ભોજનિયાં રંધાવું,
જમવા આવો મારા નાથ, વાટલડી જોઈ રહી છું. મચકારા.
વૃંદરા રે વનમાં રાસ રચ્યો હે,
સોલશો ગોપિમાં રૂડો કાન, ઠમ ઠમ હોઈ રહી છું. મચકારા.
હાલતાંને ચાલતાં અમને હિરલો રે લાધો,
સ્વપ્નમાં જાગી સારી રાત, સેજડલીમાં સુઈ રહી છું. મચકારા.
બાઈ મિરાં કહે છે પ્રભુ ગિરિધરનાગર,
મોલે આવો મારા શ્યામ, વાટડલી જોઈ રહી છું. મચકારા.

## પદ ૨.

રમીયે હેલી રમીયે હેલી, વાલા સંગે રમીયે હેલી;
આવો તમે સઈ સાહેલી. ટેક.
નાનાં નાનાં હતાં તારે, ભેળાં ભેળાં રમતાં બેની;
એ નંદના નંદન સાથે બાંધી જોને બેલી. રમિયે. ૧
સાત સાહેલી મળી ઝીલવા જો જાય બેની,
એ વાલા વિના હું થઈ છું ઘેલી. રમિયે. ૨
રૂપ ને રંગ અમને ગમતાં એ નથી બેની,
અમથી આઘાં તમે જાઓ માં એ મેલી. રમિયે. ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર બેની;
વાલે મારે પ્રીત સંભાળી લીધી પેલી. રમિયે. ૪

## પદ ૩.

હરે વાલા આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમુનાં,
વચમાં કાનુડો મારી અરજ કરે;
વનમારીડાની સુરત દેખી મારાં નેણા ઠરે,
નેણલા ઠરે રે મારી નજર ઠરે. ટેક.
મકના હાથી ઉપર લાલ અંબાડી,
તેપર મોહન અસવારી કરે કરે રે. વનમારીડાની.
વાલા વૃંદા રે વનમાં વાલે રાસ રચ્યો હે,
મુખપર મોરલી કાનો અધર ધરે. વનમારીડાની.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરધરનાગર,
વાલા તમને ભજીને મારાં કારજ સરે. વનમારીડાની.

## પદ ૪.

લાગો મારો ગિરધારી સું ધ્યાન વેરાગણ હું થઈ;
ચાલ્યો જાની ગમાર તારે મારે શાની સગાઈ. લાગ્યો.

ઉભી છે એક નાર દીઠે જાણે દુબળી;
કાંતો એનું પિયરીયું પરદેશ કાંતો એને સાસુ લડી. લાગ્યો.
નથી મારૂં પીયરીયું પરદેશ નથી મુને સાસુ લડી;
મારે વરવું વિઠલને સાથ તેની જોઉં વાટડલી. લાગ્યો.
ડોલરના દશ ફુલ ચંપા કેરી એક કળી;
મૂરખની સારી રેન ચાતુરની એક ઘડી. લાગ્યો.
પર રે નારી સાથે પ્રીત તલસરાની તાપણી;
વાઢીને અરપે શીસ તોય ન થાય આપણી. લાગ્યો.
સોલ પેર્યા શણગાર માથે ઓઢી પાંભડી;
ધણીને દરબાર મીરાંબાઈ બોલ્યાં ઘરભણી. લાગ્યો.

## પદ ૫.

જલ જમુનાના પાણી ભરવાને ગયાં તાં કાંઠડે ઉભો રૂડો કાન;
કાનરે મારગડો મારો મેલી દે તું કાન. ટેક.
સાંમીને ઉભીને સનસ કીધી, માર્યાં તે નેનુનાં બાણ રે. મા.
વાટેને ઘાટે કાન વઢીયે નહીં, સાંભળે દુરીજન લોક લોક રે. મા.
વારેને વારે તુંને શું સમજાવું, હજી ન આવી સાન સાન રે. મા.
અમે મૈયારી કાના કંસના કહેવાયે, કેને નવ દયે દાણ દાણ રે. મા.
દાણ લિધાની ખપત કરે તો, આવજો ગોકુલ ગામ ગામ રે. મા.
મહી અમારૂં નજરે જુવો માવજી, તમે છો નંદજીના લાલ લાલ રે. મા.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરધરનાગર, તમને ભજીને
થૈ છું ન્યાલ ન્યાલ રે. મા.

## પદ ૬.

પરદેશી સાથે મારી પ્રીત બંધાણી છોને ચાલે પરદેશી પંખીયાંરે,
ઓલી દાઝેલી દેહીના દેહિના રે ઓધા ઘણાં થયાં છે દુખિયાં;
છે દુખિયાં ઓધા દુખિયાં. ટેક.

મે તો જાણ્યું તે જીતવો જનમ સંધાતી છોડીને ચાલે પરદેશી પંખીયાં,
ઓધા ઘણાં.
જોગણ થઈને મે તો જનમ ગુમાવ્યો વારી ઝાળીને;
માગી ભિક્ષા ભિક્ષા. ઓધા ઘણાં.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધર નાગર, તમને ભજીને થિયા
છે સુખિયાં. ઓધા ઘણાં.

## પદ ૭.

ગયો છે મેલી કાનો કરી ગયો છે ઘેલી.
બાલપણાનો બેલી કાનો કરી ગયો છે ઘેલી. ટેક.
મેરે જાણ્યું કે કાનો જન્મ સંધાતી;
એવું રે જાણત તો પ્રીત ન કરત પેહેલી. ગયો છે મેલી.
અનડાં ન ભાવે નેણે નિદ્રા ન આવે;
આંસુડાની થઈ છે એલી. ગયો છે મેલી.
સાતરે સમુદ્રમાં વાલે વાણ રે હકાંયાં, મધ્ય રે દરીયામાં મુને ઠેલી;
ગયો છે મેલી.
અઘોર વનમાં વાલે રાસ રમાડ્યાં વૃંદાવનમાં મુકી રોતી રેલી;
ગયો છે મેલી.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધર નાગર ચરણમાં રાખો તો
તમારી ચેલી. ગયો છે મેલી.

## પદ ૮.

હારે હું તો ભુલી મારા મોતીડાનો હાર જમનાને આરે
હો સખી રે. ટેક.
સાસ જુઠી મારી નણદ હઠીલી (હાં) હરે ઈતો નાનો દેવરીયો;
દેછે ગાળ. જમનાને.
એક એક મોતી મારૂં સવા સવા લાખનું રે હાં;
હારે ઈતો પ્રોયું સોના રે કેરે તાગ. જમનાને.

આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમુના રે હાં;
હાંરે ઈતાં વચમાં ગોકલીયું રૂડું ગામ. જમુનાને.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધરનાગર હાં;
હાંરે હું તો તમને ભજીને થઈ છઊં ન્યાલ. જમનાને.

---

# કબીર કૃત.

## પદ ૧.

ઓ ઘર એસા કહીયેં, જામે પેર પકડ સ્થિર રહિયે સાધુભાઈ;
ઓ ઘર એસા કહિયે, જામે સંચર પકડ સ્થિર રહિયે જી. ટેક.
ઘરસે હોય અધરસેં ન્યારા, શૂન્ય અશૂન્ય બંદેજી;
નાદ બુંદ તો કછુએ ન દીસે, તાઓ પડે મન સંધે. સાધુ. ૧
જ્ઞાન ધ્યાન જપ તપસેં ન્યારા, હદ બે હદસેં ઊચા જી;
જોગ જુગત ઓર રેણી કરણી, વાંતો કોઊક પોચ્યા. સાધુ. ૨
વિનાં નેનસેં સબ કછુ દેખ્યા, બીન શ્રવણ સુની બાની જી;
બિન રસનાએ ખટરસ ભોજન, અમૃત લિયા જ્ઞાની. સાધુ. ૩
બિનાં વાસના વાસજ વાસ્યા, બીન ઈંદ્રિય ભોગ્યા જી;
નહી કોય પાંચ પચીસ પ્રકૃતી, નહીં કોય સંજોગ બિજોગા. સા. ૪
રૂપ રેખ બિન નામ નિરમલા, સદ્ગુરૂ મીલે લખાવેજી;
કહેત કબીર નામરી મહિમા, જ્ઞાની હોય સો પાવે. સાધુ. ૫

## પદ ૨.

નામસે અટકી રે, સુરત મેરી નામસે અટકી; ટેક.
ઓર કછુ કુછ નજરે નાવે, નહીં મનમેં ખટકી;
નામકે ચુકે પાર ન પૈયે, જેસી કલા નટકી. સુરત. ૧
જાગ્રત સોવત બિસરત નાંહી, મોય પડી ચટકી,
જેસો સ્વારથી સ્વાંત બુંદકો, લાગ રહી રટકી. સુરત. ૨
પ્રેમકી બંસી મોરે મન ભાઈ, ગ્યાન દોર ઝટકી;
પ્રીત પુરાની નવી લગન હે, સો દિલમેં ખટકી. સુરત. ૩

કરમ ભરમ અરૂ વાદ વડાઈ, યા પલસેં સટકી;
હમ તો હમારે રાવ ચલત હે, ઓરનસે લટકી. સુરત. ૪
યા શીરપે કબુદ્ધિકી મટકી, સો મટકી પટકી;
કહેત કબીર સુનો ભાઈ સાધુ, ભોર નહીં ભટકી. સુરત. ૫

## પદ ૩.

ગુરૂસે કઠણ લગન મોરે ભાઈ રે,
ગુરૂસે કઠણ લગન મોરે ભાઈ. ટેક.
મરઘા નાદ શબ્દકા ભેદુ સો,
સન્મુખ ચોટ સવાઈ રે, સાધુ સન્મુખ ચોટ સવાઈ;
એહી શબ્દ સુણી પ્રાણ દાન દિયા સો,
તન મન લેત લડાઈ રે. ગુરૂસે. ૧
સ્વાંત બુંદકા પીયાસી બપૈયા સો,
પીઉ પીઉ રટલાઇ રે, સાધુ પીઉ પીઉ રટલાઈ;
એહી પિયાસ જીવ કયું ન નીકસે સો;
ઓર નીર નહીં ભાઇ રે. ગુરૂસે. ૨
ઘર બાર તજી સતી જબ નિકસી સો,
સત કરનેકું જાઈ રે સાધુ સત કરનેકું જાઈ,
પાવક દેખ ડરત નહીં મનમે સો,
કુદ પડે ચરમાંઇ રે. ગુરૂસે. ૩
દોનું દલ સનમુખ હોઈ નિકસે સો,
શૂરા લેત લડાઈ રે સાધુ શૂરા લેત લડાઈ;
ટુક ટુક હોઈ ગિરત ધરણી પર સો,
ખેત છોડ નહીં ભાઈ રે. ગુરૂસે. ૪
આશા છોડે અપને તનકી સો,
નિરભે હોઈને ગુણ ગાઈ રે સાધુ નિરભે હોઈને ગુણગાઈ;
કહેત કબીર સુણોભાઈ સાધુ તો,
તુરત મીલે ગુરૂ આઈ રે. ગુરૂસે. ૫

## પદ ૪.

તું ક્યા લટકાવે નેનાં યાં નાહી તુમારી સેના;
રે ઘર જાઓ રે કબિરેકી બેનાં. ટેક.
આછી રે બાઈ લાલ ત્રિખંડી, એહી નગર હમારા,
સ્વર્ગ ભુવનસેં હમ ચલી આઇ, કરત કબીર ભરથારા. રે ઘર. ૧
તુમ સ્વર્ગ ભુવનસે ક્યા દુખ પાઈ, તુમ ચલી હમ ઘર આઈ;
હમસે પરે રે લોક ભલે રે, કબીરેજી રાવ બતાઈ. રે ઘર. ૨
તમે તીયાં ચલી જાઓ જીયા પાટ પટંબર, અગર ચંદન રસલીના;
જાત સુનેગી તો લાજ મરેગી, કબિરેકી જાત કમીનાં. રે ઘર. ૩
હાથમે માલા ને બ્રહ્મજ્ઞાની, જન્મ જન્મ તપ કીના;
કૈં કૈં ચાકરીમે ચુક પરી હે, સો જનમ ઝલુવે ઘર લીનાં. રે ઘર. ૪
જાતકા ઝલુવાને નામ કબીરા, બન બન ફિરત ઉદાસી;
ઈતનો કહ્યો મેરો નહીં માનો, તો એક માતા દુજી માસી. રે ઘર.૫
ઉઠત અબળાયે આશીસ દિધી, સાંભળ સેવક વીરા;
રામજીકે ચરણે રાજ કરત રહો, જુગો જુગ દાસ કબીરા.રે ઘર. ૬

## પદ ૫.

ઠાડે ઈટપર નીટ કટીપર, કર પીતાંબર ધારી રે;
શંખ ચક્ર દોય હાથ બિરાજત, ગોવર્ધન ગિરિધારી રે. ટેક.
મદન મૂરત ખુબ સુરત બની હે, નટ નાગર બ્રજ બાસી રે;
અંત સીખ શુભ સમકાંતી બિરાજે,મોરમુગટ ગળે તુલસી રે. ઠા. ૧
ભીમા ત્રટ હે નિકટ પંઢરપુર, અજબ શેર સુખ દાઈ રે;
તાલ વિણા મૃદંગ બજાવત, સંતનકી બાદશાઈ હે. ઠાડે. ૨
ભજન પૂજન હરી કીર્તન નિશિદિન, ગાવત હરિગુણ લીલા રે;
પ્રેમ સુખકું બેઠે લેવે, પુંડરીક મતવાલા રે. ઠાડે. ૩
છોડ દિયા વૈકુંઠ હરીએ, પ્રેમ ભક્તિકા ભુખા હે;
કહેત કબીરા હરિકું લાગત, મીઠા તુલસી બુકા હે. ઠાડે. ૪

## પદ ૬.

ભાઈરે નેન રસિક કોઈ જાગે.
પરબ્રહ્મ અવિગત અવિનાશી, કીસ હુકે મન લાગે. ટેક. ૧
અમલી લોક ખુમારી તૃષ્ણા, કિત હું સંતોષ પાવે;
કામ ક્રોધ દોનું મત લાવે, માયા ભર ભર આવે. ભાઈ રે. ૨
બ્રહ્મ કલાલ ચડાવે ભઠી, લઈ દૃઢ રસ ચાખે;
સંગ પોચિયો જ્ઞાન પુકારે, ચતુરા હોઈ સો પાવે. ભાઈ રે. ૩
સંકટ શોચ પોચ હે કલમાં, બોહોતક હાડશરીરા;
જાંહે ધીર ગંભીરા અતી નિર્છ તાં, ઊઠ મિલત કબીરા. ભાઈ રે. ૪

## પદ ૭.

ભરમના ભુલ્યા તેને શું કહે જેણે વરતી ન વેળા;
બુડા ચારે ખાણુમાં કેદી થાશે ભેળા. ભરમના.
ભણી ગણી ઉગ્યા આથમ્યા ફૂલ્યા પણ ફળ નાવ્યાં;
પછતાઈ પાછા પડ્યા નીર ખારો જે નાયા. ભરમના ૧
સતગુરૂના શબ્દ હૃદે રાખી બેડા દરિયામાં દીધા;
મુવાની પેઠે માંહી પડ્યા માલ મરજીવે લીધા. ભરમના ૨
જાત પાત જોઈ જોઈ વર્યા, જ્યાં જોઊં ત્યાં ડગતા;
શીલ સંતોષ સેજે વર્યા તાસુ રહિયે લગતા. ભરમના. ૩
સમજ્યા તેને સેલ છે જેણે વરતી વેળા;
ચારેય ખાણુને ચુકવી, સુરતથી થયા છે ભેળા. ભરમના. ૪

## પદ ૮.

બય જાતી અભિમાન નહી તો, મે બય જાતી;
મેરે સતગુરૂ પકડી બાંય નહી તો. ટેક.
જગ જુઠા લોભી ઘણા મન જ્ઞાની અભિમાન;
સતગુરૂ શબ્દ પ્રકાશીયા રે, ત્યારે ઝણક ગઈ મેરે કાન. ન. ૧
કામના કોયલા ભરિયા રે, બ્રહ્મઅગ્ની પરમાંય;
સતગરૂ સોદા બન્યા તબ, પાયા પદ નિરવાણ. નહી. ૨

મન એરણ પવન ઘણ રે, સુરત સાણસી સાર;
લાલચ લોઢા માંહી ગળ્યા રે સતગુરૂ મિલીયા એ લોહાર.ન.૩
દ્વાદશ નંગ પેદા ભયા રે, ધનકારી ઘર સોય;
સકલ ઘર સાચા ભયા, તબ દરસ બતાયા મોય. નહી તો. ૪
દીલ દીપક પેદા ભયા રે, દર્શન દર્પણ ન્યાય.
કહે કબીર જોગી ભરથરી મે જાતીથી હદમાંય. નહી તો. ૫

## પદ ૯.

કીસ દિનકા ભયા વેરાગી ગોરખનાથ, મોય અલખ નાંમ લેહ લાગી;
નાથજી તીસ દિનકા ભયારે વેરાગી. ટેક.
શૂન્ય ધુન્યકી ખબર નપાઈ કોણ ગુરૂ કોણ ચેલા;
તીસદિનકી બાવે મુંડ મુંડાઈ, પુરૂષ ખેલે અકેલા. ગોરખનાથ. ૧
ખંડબી નોતા બ્રહ્માંડબી નોતા, એ નોતા નવ લખ તારા;
ચંદ્રમા સૂરજ દોનું બી નોતા, એ તીસ દિનકા ભેખ હમારા. ગો. ૨
જનની નહીં જાં જનમ ધરૂંગા, નીર નહી જાં નાંણી;
ધરતી નહીં જાં પાંણી ધરૂંગા, ખંડ નહી જાં જાંણી. ગોરખનાથ. ૩
ધરતી બની જબ ટોપી પેરી, રામ બન્યા જબ ટીલા;
ઈશ્વર પાર્વતીકા જન્મ હુવા, તીસ દિનકા ઝોલી ઝંડા. ગોરખનાથ. ૪
સત જુગમેં સત પાવડી લીની, દ્વાપર જુગમેં ડંડા;
ત્રેતા જુગમે અડબંધ બાંધ્યા, કલજુગમેં નવ ખંડા. ગોરખનાથ. ૫
સેજે સેજે મેળા બનીયા, ગુરૂ મિલ્યા રામાનંદા;
કહેત કબીર સુનો ભાઈ સાધુ, અબ મેં ભયા હું આનંદા. ગો. ૬

## પદ ૧૦.

રામ લે લાગી ભજન લે લાગી કબીરાજી બીગડ્યા રે;
જેને સાંયાં લે લાગી. ટેક.
પાણીની સંઘાતે પથર બગડીયા, પથર બગડીયા તો;
હીરલા નિવડીયા કબીરાજી. બીગડ્યા રે.

પારસની સંગતે લોહા બીગડીયા, લોહા બીગડીયા તો;
કંચન હોઈ નિવડયા કબીરાજી. બીગડયા રે.
છાસની સંગતે ગોરસ બગડીયા, ગોરસ બગડીયા તો;
ધૃત હોઈ નિવડયા કબીરાજી. બીગડયા રે.
વનની સંગતે લીંબ બીગડીયા, લીંબ બીગડીયા તો;
ચંદન હોઈ નિવડયા કબીરાજી. બીગડયા રે.
સાધુની સંગતે કબીરા બીગડીયા, કબીરા બીગડીયા તો;
સંત નીવડીયા કબીરાજી. બીગડયા રે.

## પદ ૧૧.

ગગન શબ્દ સુનકે સાધુ, ગગન શબ્દ સુનકે;
વા વા મેરા મન મગન હુવા, ગગન શબ્દ સુનકે. ટોઢ.
ગગન મંડલ માંહી ચુવે બ્રહ્મ, અગનકી ઝારા;
પાંચ સખી મીલ દે પિયાલા, હોઈ રીયા મતવાલા. વાવા.
ચીન કાયા મુક્તમાલ ગુંગા, હોય સો બોલે;
જીવ હમારા વાં બસે, કોઈ પરમહંસ ડોલે. વાવા.
જ્યાં જ્યાં જાઊં જગતમે, માયા કેરી ફાંસી;
કેત હે કબીર સાધુ, સાયબ હે અવિનાશી. વાવા.

---

# તુડાપુરી રૂખડીયા કૃત.

## પદ ૧.

ભાઈ ગગન મંડલમે રમતા જોગી દિલકા ભેદ ન દેનાં;
ભાઈ તીન ભુવનમેં રમતા અબધુત, બાલક હોઈ કર રેણાજી; ટેક.
નેન સાંન સમજા દે પિંયાજી, પર ઘર સંગ ન કરનાં;
જીસી બુંદસેં રત્ન નીપજે સો પર ઘર ક્યું દેણા. ભાઈ.
ભાઈ યારી તો મરદુસે યારી, કેસી ત્રિયાસેં જોરી;
પલમેં હસે પલમે રૂવે સો, પલમેં કરે ખુવારી; ભાઈ.

હાંરે ભાઈ પરનારીસું પ્રીત ન કરનાં, મતી લગાઓ અંગા;
દશ મસ્તક રાવણકા છેદ્યા, સો પરનારીકે સંગા. ભાઈ.
હાંરે ભાઈ ગગનમંડલમે ઉર્ધ્વમુખ કુવા, ઉસમે નીર ઘણેરાં;
સુગરા હોય સો ભર ભર પીવે, નુગરા જાવે પ્યાસા. ભાઈ.
ભાઈ ગગન મંડલમે ગૌ વિયાણી, ધરણી દૂધ જમાયા;
સબ સંતન મીલ કિયા વલોણા, માખણ વિરલે પાયા. ભાઈ.
માખણ માખણ સંતે ખાયા, છાછ જગત ભરમાયા;
તુડાપુરી રૂખડિયા બોલ્યા, સતગુરૂ શરણે આયા. ભાઈ.

---

## નરસિંહ મેહેતા કૃત.

### પદ ૧.

મહીડાં મ ઢોળો મીઠા માવજી, મહી વેચીને વળું છું આજ;
માવા મહીડાં ઢોળીશમાં. ટેક.
દુધે ભરી તરાવડી મોતીડે બાંધી પાર;
કાનજી ધુવે રૂડાં ધોતીયાં, રાણી રાધા તે પાણીડાની હાર. માવા.
કાનજી ઝાલે મારો છેડલો, લાખ ટકાની લાજ;
વૃંદાએ વનમાં રાસ રચ્યો હે, સોલસે ગોપિમાં રૂડો કાન. માવા.
કાનજી ઓઢે કારી કામળીને એવો, આહિર કુળમાં અવતાર,
નરસિંહ મેતાનો સ્વામી સાંમળો, નોધારાનો આધાર. માવા.

### પદ ૨. પ્રભાતી.

કાનુડાને મેલો રે ધુતારાને મેલો મહિ વલોવાને મારાં રે;
મહીડાની ગોરી મારી મથોમથ ભરી વાલા,
પાણી ન સામે એક પરી રે. કાનુડાને.
હું છઊ નાનકડીને વલોણું છે ભારી વાલા,
નેતરડાં નવ શકું તાણી રે. કાનુડાને.

સાસુડી મોરી ગામ સધાવ્યાં વાલા,
નણંદલડી રીસાણાં રે. કાનુડાને.
ૈકક કામણીયાં ઓલો કાનુડો જાણે વાલા,
માખણ અદકેરાં લાવે રે. કાનુડાને.
એક કોરે વલોવે કાળો કાનુડો વાલા,
સાંમે ઉભાં ગોવાલણ ગોરાં રે. કાનુડાને.
ભલે મળ્યો મેતા નરસિંહનો સ્વામી વાલા,
ગોપી અનંત સુખ પામી રે. કાનુડાને.

## પદ ૩. પ્રભાત.

એ મારૂં પીયરૂં માધવપુરમાં મથુરાનગરમાં,
વેલડીયું જોડો તો જોવા જાયે. મારૂં પીયરીયું.
સાસુડી મોરી બહુ છે વઢકણી વાલા,
જીભની છે અદકેરી રે. મારૂં પીયરીયું.
જેઠ જેઠાણી મારાં હેરણા હેરે વાલા,
નણદલ મેણા બોલે રે. મારૂં પીયરીયું.
સાસરીયાના રૂઠ્યાં પીયરીયે ન જાયે વાલા,
પીયરીયે જાયે તો પત ખોયે રે. મારૂં પીયરીયું.
આણે તે આવ્યો મેતા નરસિંહનો સ્વામી વાલા,
વેલડિયુ જોડો તો મળતાં જાયે રે. મારૂ પીયરીયું.

---

# ગોપાળદાસ કૃત.

## પદ. ૧ રાગ કેદારો.

જ્ઞાન આનંદ સુખ સકલ શિરોમણી, દિવ્ય ચિંતામણી રત્ન પામ્યો;
વેદનો તત્વતે વિવેક શું અનુભવ્યો, અમલ પરિ બ્રહ્મ તે રૂદિયે જામ્યો.
જ્ઞાન.

અમૃતે આંખ ભરી હરિદાસની, અમૃત પરબ્રહ્મ તે દષ્ટે નિરખે;
વિષય વિકાર તે સમ્યા સર્વ સેજમાં, જ્ઞાન ઈંદ્રિય વડે પ્રભુને પરખે.
જ્ઞાન.
અમૃત હૃદે કમલ ભરી કૂપમાં, અમૃત વચન મુખ સેજ બોલે;
એવા મતના અવિલોકતા મહામુનિ, આદ બ્રહ્મ સુર શેષ ડોલે.
જ્ઞાન.
એવા સંત ડગલાં ભરે દેશ પાવન કરે, તીરથ તણા અઘ ઓઘ નાશે;
દાસ ગોપાલ ત્રય લોક તેને નમે, જે ઘટ આદિ અવિનાશી વાશે
જ્ઞાન.

---

## ગંગાધર કૃત પદ.

### પદ ૧. પ્રભાત.

નારીના નેહની સ્નેહની સેજમાં, અજ સરીખા મહા જાણ ભૂલ્યા;
આચારી અનુભવી રતિયે ચાખે નહીં, મોહના સ્નેહને મધ્ય ફૂલ્યા.
નારીના.
સ્નેહની સેજમાં શીલ સઘળે રમે, તૃપ્ત બેઠો દઢ આસંનવાળી;
વિરહનો વૈરાગ તે પ્રબલ પ્રગટ હુવો, અહં મમતા તણી ઓટ વાળી.
નારીના.
સ્નેહની સેજમાં સાધન સરવે સમ્યાં, કૃત અકૃત તે બાધ ખોટો;
રવિ પ્રકાશમાં રજની આદે નથી, એવો બ્રહ્મ સંબંધનો ભેદ મોટો.
નારીના.
સ્નેહની સેજમાં વ્રજનારી વિલસી રહી, ઋષીનારના હેતમાં અન્ન ગ્રાસ્યાં;
નાગણ નાથને માન મુકી મળી, પૂરણ પુરૂષોત્તમ સોહં ભાસ્યા.
નારીના.
પૂરણ સમાધીમાં સનક સિદ્ધી રહ્યા, જનક શુક રામ કપીલ માણે;
ગંગાધર ગુરૂ હરિ સંત પ્રતાપથી, સોહં સચ્ચિદાનંદ બ્રહ્મ ઉર આણે.
નારીના.

## પદ ૨. પ્રભાતી.

જાગ તું જાગ તું જાગ સંસારથી, તોજ કલ્યાણ થાયેજ તારૂં;
વિષય વ્યવહારમાં વળગી તું શું રહ્યો, કહે કોને જો હું ને મારૂં.
જાગ તું.
રાયને સ્વપ્નું થયું રાજ પામ્યો ઘણું, ગગન આકાશમાં શેહેર મોટું;
પશુ પુત્ર દારા આથ અગળી ઘણી, જાગીને જોય તો સર્વે જુઠું.
જાગ તું.
વંઝકા વેલનો પરિવાર વાધ્યો ઘણો, વક્ર આપના બંધ બાંધ્યા;
કુરંગના જળમધ્યે તૃષ્ણા નહીં મટે, સંસારની વ્યથાને એમ સાધ્યા.
જાગ તું.
કર્મ ધર્મ જે સ્વર્ગ બ્રહ્મા લગે, જે કરે પામવા તેજ આશે;
કાલ કલ્પાંતમાં અંતે આવી પડે, નામના ઘાટ તે થાય નાશે.
જાગ તું.
જે જન જાગ્યા તેને જગત કલ્યાણમય, દ્વૈતની વાસના સર્વ વામી;
ગંગાધર ગુરૂ હરિ સંત પ્રતાપથી,પ્રગટ પોતે થયા સંત સ્વામી. જાગતું.

---

## પૂર્ણદાસ કૃત.

## પદ ૧.

પૂર્વ જન્મની પ્રીત મારે હરિ ભજ્યાની રીત, ઓધા મંદિર આવજો;
દાસી જાણી કિધો દાવો, મારે મંદિર ના આવે માવો;
અવડો શું અભાવો રે. ઓધા.
વાલમ જોઈ વેરીયે જાત્યુ, બીબા વિના પડે નહિ ભાત્યુ,
ભાર ઝીલે ભિંતુ રે. ઓધા.
આવો પ્રભુજી કરીયે વાતુ રે, તમ વિના નથીરે વાતું;
એવીયું છે એકાંતુ. ઓધા.

દીલડામાં રાખો દાતુ, માંઈલાની ભાંગો ભ્રાંતુ;
ખોળી લેજો ખાતું રે. ઓધા.
પૂર્ણદાસે કીધીયું વાતુ, ભાંગીયુ જીવણની ભ્રાંતુ;
વરતીશ વાતુ રે. ઓધા.

---

## ગોરખ કૃત.

### પદ ૧.

એસી અલખ નિશાની હોજી, ઈતાં ગુરૂગમ વીરલે જાણી;
મોરે સાધુએ, એસી અનભે નિશાની હોજી. ટેક.
ઉનમુંન રેણા ભેદ ન દેણા, પીણા પીણા નિરજલ પાણી હોજી;
ગુરૂ મુખ જ્ઞાન ગગન જાઈને રેણા, સો સુનમેં સુરત ઠેરાણી.
મોરે સાધુ. ૧
સૂન્ય શિખરથી ગંગા નીકસી સો, ચૌદશ પાણી પાણી હોજી;
ઊનહીં પાણીમે દોય પરવત પુરા સાયર લેર સમાણી.
મોરે સાધુ. ૨
મેરૂ શિખર પર મછીયાં બેઠી, વાકા લોચન નાંઈ હોજી;
હાથજ નહીં વાકો પાવજ નાંહી, સો ગુલપ રહી જલ માંહીં.
મોરે સાધુ. ૩
ગુરૂ પ્રતાપે એક જડિયંર ઉઠયા સો ઉલટી લેર સમાણી હોજી,
તન કર કુવા ગગન કર વાડી, સો સેજાંમે ઘડીયાં ઢોરાણી.
મોરે સાધુ. ૪
દેહીમેં એક દેવા બિરાજે, ગુપ્ત ગણેશા બેઠા હોજી;
એ ત્રિવેણી મોલમેં હુવારે અજવાળા, એતો દ્વાદશ આંગલ નેઠા.
મોરે સાધુ. ૫
સિંચત સિંચત સીજન લાગા, સો નિપજન લાગા હીરા હોજી;
મછંદ્રી પ્રતાપે જતિ ગોરખ બોલ્યા, સમજ સમજ મન ધીરા;
મોરે સાધુ. ૬

---

## લખમા માળી કૃત.

### પદ ૧.

જાગ જાગ મન જગપતી રાજારેજી, તારા થીર નહીં દીશે થાણા રે;
આગળ પાછલ જાય જીવતાં રેજી, બંદા કોણ રંક કોણ રાણા રે;
નિત્ય ભજ નામ સંધાતી કોણ તેરા રેજી, માયલા આરે સંસાર;
વેરાણું રે. ટેક.
કામની કુટુંબ માત સુત ભાઈ રેજી, સબ સંપતમેં ભરમાણું રે;
સંપત રૂત સાહેબ સુમર્યા નહીં રેજી, બંદા જાગ્રત જન્મ ઠગાણું રે;
નિત્ય ભજ નામ.
ભજન વિના એ આગળ ભોમ ભારી, બંદા જોરાવર જમરાણું રે;
પેલા ન પકડ્યા પીછે પછતાણું રે, બંદા ચુકી ગયો સરવે ટાણું રે.
નિત્ય ભજ નામ.
લખમાં લાર વાર આવે જમરી રે, તુંતો સંચરને શબ્દ ઠેકાણું રે;
જીન સુમર્યા આગે સંત ઓધર્યાજી, વુતાં સોઈ સમરો ઘટમાહીં રે.
નિત્ય ભજ નામ.

---

## દેવસિંહ માળી કૃત.

### પદ ૧.

તં તં તં તં તુંહી તુંહી ગુરૂ,
તેરા પાર કોઈ નહીં પાયાજી;
સુરત સુવાગણ શામ મિલનકું,
નુરત નાગકું રીઝાયા;
ગુરૂ મન મૃદંગ એક તાલ બજાયા,
તાલ તાલ તીયાં લખ લાયા ગુરૂ. તં તં તં તં.
હર હીરાકી હાટ મંડાણી,
સબ સંતન સોદે આયા ગુરૂ;

બ્રહ્મ દલાલી પરખન બેઠા,
પરખ પરખ યું તંત લાયા ગુરૂ. તં તં તં તં.
ઊંચા ઊંચા મોલ જારી અતિ ઊંચી બારીયાં,
અટલ વરખ જારી અનહદ છાયા;
ગુરૂ રાજા રાજા હરિચંદ્ર બેઠા કચેરી,
ત્યાં દરશણ વિરલે પાયા ગુરૂ. તં તં તં તં.
ગુરૂ સુરત સુવાગણ ઊભી જપે,
ઘટ ઘુંઘટ બીચ અનહદ છાયા;
ગુરૂ વંક નાડરી ખીડકી ખુલ ગઈ,
બેર મેર દોઈ બક્ષાયા ગુરૂ. તં તં તં તં.
ગુરૂ કોઈ કોઈ સંત સાયબ તારો સાચો,
જેણે રઘુરામકું રીઝાયા ગુરૂ;
ફીર ગયા બાગ પીરજીકે શરણે,
માલી દેવસિંહ જશ ગાયા ગુરૂ. તં તં તં તં.

---

## મેઘા ખીમણ કૃત.

### પદ ૧.

બાઈ મારો હરિયો હરિયો ન્યાર;
બીજશું ભોમજ વાવિયો, જામે જપો દેવ મોરાર રે;
ધરન માથે વરખ મોર્યો, ફૂલ્યો છે અપાર રે.
સુંદર નગરી પ્રેમવાસા, વસે સરજન હાર રે,
સરજન હારો સમરીયો, તારે તે તારણ હાર રે;
મારે તીરથાં શે રાય પ્રાગજી, દર્શણ કીજે દેવરા.
ગોરજી રે હોજી; ૧
જીવડો હોતો રે માતાના ગર્ભવાસ,
તબ દિનકા તીરથ ઓચર્યા,

તપ દીનકા તીરથ આચર્યા, તારણ ફલ તીરથ રે;
ગંગા ગોદાવરી ગોમતી નાયે તે નિરમલ નીર રે.
બાલા તે પણમાં બાલ હું તો, સુર્ત સાહેબ નિત્ય રે,
સુરત શબ્દે નુરત પાલો સુખમણ રાય રે ઘાટ રે;
કાયા તે વાડી જુવે ભમરો, હંસા ગઢનો રાય રે.
હંસ તણી પર પ્રીત પાળો, કરો છો વિચાર રે,
કાયા વોરો વોરો એ રતન વેચાય, શીલ સંતોષે દયા ધરમે;
ગોરજી રે હોજી. ૨
શીલ સંતોષે દયા ધરમે તરો પેલે પાર રે,
ઈશ્વર શંભુ આદ ગૌરાં ભર્યા કંકણ ચાર રે,
પેલે તે કંકણ મેર મંડાણ ધરણને આકાશ રે;
બીજે તે કંકણ પવન પાણી, વનસ્પતી અઢાર રે.
ત્રિજે તે કંકણ ધર્મ સાયર, શિવ શક્તિ સંસાર રે,
ચોથે તે કંકણ ચંદ્ર સૂરજ, હુવા મેઘ મલાર રે;
મારા ભાઈડાસે મેરો હોય; દુરિજન જીણા મસુણા.
ગોરજી રે હોજી. ૩
દુર્જન જીણાં મસુણો, તમે પાઓ પાન પદાર રે,
પાને તે ફૂલે ચોક પૂર્યા, બેઠા રણસિંહ રાય રે;
અપસરા નાચે વેદ વાંચે, હુવા જયજયકાર રે.
કર જોડી મેઘો ખીમણ બોલ્યા, શું ત્રિભોવન રાય રે,
મારા ગુરૂજી આયાની ઘટમાંય, આવતાં તે લિયો ઉરામણાં;
ગોરજી રે હોજી. ૪



## અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામ.

| નામ. | પ્રત. |
|---|---|
| જાની. રેવા શંકર વેલજી. | ૨૫ |
| શા. માણુકચંદ જીવરાજ સીલ બંદરવાળા જ્ઞાતી ખટાઈતા ………… | ૨૫ |
| રાજેશ્રી ગણુપત સખારામ બુકસેલર ……… | ૧૦ |
| શા. શ્રીપ જીવણુદાસ રઘુનાથદાસ ……… | ૧૦ |
| બુકસેલર કાલીદાસ પાનાચંદ ……………… | ૫ |
| ઠાકોર. હીરજી પુરૂષોત્તમ | ૨ |
| શા. અમૃતલાલ કાલીદાસ | ૨ |
| બુકસેલર પ્રાગજી વીસનજી ગામકોટડી માહાદેવ પુરીવાળા ……………… | ૨ |
| બુકસેલર રઘુનાથ પુરૂષોત્તમ | ૧ |
| ભટ વિષ્ણુ ખુશાલ હીરજી | ૧ |
| મ. કાલીદાસ મુલજી……… | ૧ |
| ,, કાલીદાસ પ્રેમજી .. …. | ૧ |
| ગાંધી હરજીવન મોહનદાસ | ૧ |
| ભાવસાર લક્ષ્મણુ રણુછોડ દમણુવાલા ………… | ૧ |
| શા. મોતીલાલ વીરજી ખઠાઈતા ……………… | ૧ |
| ઠા. મેઘજી નારાયણુજી …. | ૧ |
| મુલતાની સેવકરામ ચાંદનદાસ …………… | ૧ |
| શા. નાનાભાઈ દામોદરદાસ વાજિંત્ર શિક્ષક ……. | ૧ |
| શા. નેમીદાસ વાલજી …. | ૧ |
| ઠા. ગોકુલદાસ નેણુસી …. | ૧ |
| જોસી પુંજા કુંવરજી……. | ૧ |
| શા. લખમીદાસ મીઠા …. | ૧ |
| ખત્રી મુલજી માધવજી …. | ૧ |
| શા. હંસરાજ મુલચંદ …. | ૧ |
| ઠા. ધારસી ઓધવજી …. | ૧ |
| શા. વર્ધમાન મુલચંદ …. | ૧ |
| ઠા. લીલાધર ગોવરધન …. | ૧ |
| જોશી માધવજી ગોવિંદજી | ૧ |
| ઠા. જગજીવન કલ્યાણુજી | ૧ |
| ,, માધજી દામોદર……. | ૧ |
| ભણુસાળી લધા પેરાજ ગામ શ્રી તેરાવાલા ……. | ૧ |
| ભણુસાળી અરજુન લખા | ૧ |
| શા. હરજીવન રામજી …. | ૧ |
| સોની મોતીચંદ હરચંદ …. | ૧ |
| ઠા. જીવરાજ હીરજી …. | ૧ |
| સોની ચીમન ગિરધર …. | ૧ |

| નામ. | પ્રત. |
|---|---|
| શા. દામોદર કરશનજી···· | ૧ |
| શા. લલુભાઈ કાલીદાસ···· | ૧ |
| શા. માણકચંદ હેમચંદ ગામ શ્રી રઈજ············ | ૧ |
| શા. અમરચંદ દેવજી ···· | ૧ |
| વાંઝા દયાળ કલ્યાણ પોરબંદરવાળા················ | ૧ |
| ઠા. વીરજી ગોપાળજી ···· | ૧ |
| ઠા. ધરમશી પુરૂષોત્તમ ···· | ૧ |
| ઠા. ગોવરધન જગજીવન | ૧ |
| ઠા. મથુરાદાસ પુરૂષોત્તમ | ૧ |
| ઠા. રણછોડદાસ સવજી ···· | ૧ |
| શા. ગિરધરલાલ તુલસીદાસ | ૧ |
| કસારા શિવલાલ ફરશરામ | ૧ |
| ઠા. કલ્યાણજી જાદવજી···· | ૧ |
| મેરાઈ જીવા વિ. શામજી | ૧ |
| શા. ભાઈચંદ વનમાળીદાસ | ૧ |
| ભટ પુરૂષોત્તમ હરિભાઈ···· | ૧ |
| ઠા. રાઘવજી હેમરાજ ···· | ૧ |
| ,, નેણસી પુરૂષોત્તમ ···· | ૧ |
| શા. લક્ષ્મીદાસ રણછોડદાસ | ૧ |
| શા. ભાઈચંદ ઝવેર ········ | ૧ |
| ઠા. વિસનજી મૂળજી ···· | ૧ |
| શા. પુરૂષોત્તમ કરમચંદ···· | ૧ |
| ઠા. જેઠાભાઈ જેરામ ···· | ૧ |
| શા. ખેચર મૂળજી દોસી···· | ૧ |
| સોની મથુરાદાસ મંછારામ સુરતવાળા ············ | ૧ |
| ભાવસાર મોરાર કેશવ દમણવાળા ············ | ૧ |
| ઠક્કર કલ્યાણજી પ્રાગજી···· | ૧ |
| ,, ચાંપસી વિ. ગાંગજી | ૧ |
| ,, જેઠા વિ. કાલા········ | ૧ |
| ,, પ્રધાન ભાણા ········ | ૧ |
| ,, પ્રેમજી પ્રાગજી મકવાણાવાળા ············ | ૧ |
| ,, હરીદાસ દામોદર ···· | ૧ |
| ,, લધા મૂળજી ········ | ૧ |
| જોશી નાનજી વીરજી ···· | ૧ |
| ,, ભવાન નારણ ········ | ૧ |
| ,, દામજી વાઘજી········ | ૧ |
| ,, લાલજી નારણ········ | ૧ |
| ,, જીવરામ લાલજી ···· | ૧ |
| ,, મનજી ચત્રભુજ ···· | ૧ |
| ,, લધા મનજી ········ | ૧ |
| મેતા લલુ ખેચર············· | ૧ |
| શા. ખુશાલ પુંજા ········ | ૧ |
| ભાવસાર કેશવ વિઠ્ઠલ ···· | ૧ |
| જોશી મુલજી મુરારજી ···· | ૧ |
| શા. ગોવર્ધન આણંદજી ···· | ૧ |
| દરજી પરભુ દામોદર········ | ૧ |
| જોશી કાશિરામ રાજારામ | ૧ |

| નામ. | પ્રત. |
|---|---|
| રાજગોર પુરૂષોત્તમ હરિરામ | ૧ |
| શા. હરીદાસ માગજી .... | ૧ |
| ઠક્કર રતનસી મથુરાદાસ | ૧ |
| ,, કીસનદાસ પેરાજ.... | ૧ |
| ,, મુલજી ખીમજી .... | ૧ |
| ,, લક્ષમીદાસ ઉકરડા.... | ૧ |
| ,, મથુરાદાસ તુલસીદાસ | ૧ |
| ,, તુલજારામ હરખરામ | ૧ |
| શેઠ જીવા વિ. શામજી .... | ૧ |
| કસારા કાશિરામ ફકીરચંદ | ૧ |
| વિપ્ર કડવા હરખચંદ મોઢ બ્રાહ્મણ ................ | ૧ |
| ઠા. ગોકળદાસ ઈંદ્રજી .... | ૧ |

| નામ. | પ્રત. |
|---|---|
| પીતાંબર વસનજી ........ | ૧ |
| ઠા. ખટાઉ કચરા............ | ૧ |
| ભણસાળી ધરમસી ભાણજી કલિકોટવાલા............ | ૧ |
| શા. મેઘજી માણકચંદ .... | ૧ |
| ,, માગજી વ. પુરૂષોત્તમ | ૧ |
| ,, માધવજી લક્ષમીદાસ | ૧ |
| ,, મૂળજી નારણદાસ.... | ૧ |
| ,, મોતીચંદ ધનજી .... | ૧ |
| ,, ભોવાન વ. શામજી.... | ૧ |
| ,, જમનાદાસ વૃંદાવનદાસ | ૧ |
| ઘડીયાલી મોનજી મેઘજી.... | ૧ |



આ ભજનિક કાવ્ય સંગ્રહ નીચે લખેલે ઠેકા-
ણેથી રોકડી કીમતે વેચાતાં મળશે.

મુંબઈ—બહારકોટ ભૂલેશ્વર બજારમાં જાની રેવાશંકર વેલજી પત્રાવળી દડીયાની દુકાને.

,, પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજીને ત્યાંથી બહાર કોટ કાલબાદેવી તેલવાડી પાસે.

,, શા. વૃંદાવન કાનજી બુકસેલર આ પુસ્તક છપાવી પ્રગટ કરનારને ત્યાંથી કોટ બજાર ગેટને નાકે પોતાની પાસેથી.

,, બહારકોટ બંદર ઉપર, ઠ. રઘુનાથ પુરૂષોત્તમની દુકાનેથી.

,, બહારકોટ ભૂલેશ્વર લાયબ્રેરી ઉપર માસ્તર નાનાભાઈ દામોદરદાસને ત્યાંથી.

અમદાવાદ—વર્નાક્યુલર સોસાઈટીમાંથી.

નગરનો કાળો સુરમો ઘણી ઊંચી કીસમનો અમારી પાસેથી મળશે. રૂબરૂ મલવાથી તેનો વાજબી ભાવતાલ કહેવામાં આવશે.

---

આ ભજનિક કાવ્ય સંગ્રહ પહેલા ભાગને આશ્રય મળેથી ભજનિક કાવ્ય સંગ્રહનો બીજો ભાગ થોડા દિવસમાં છપાવવાનો વિચાર ધારેલો છે. જેઓને તે લેવાની મરજી હોય તેમણે ઉપર જણાવેલે ઠેકાણે અમને લખી મોકલાવવું.

વૃંદાવનદાસ કાનજી.